૫૦૮૩

# મહુવા ગોરક્ષક સભાનો એહેવાલ.

તા. ૩ જી જુલાઇ સને ૧૮૯૧ થી તે તા. ૩ જી

જુલાઇ સને ૧૮૯૨ સુધીનો

અને

સભાના નિયમો તથા હિસાબ.



છપાવી પ્રકટ કરનાર

મહુવા ગોરક્ષક સભાની પરવાનગીથી

મંત્રી

દ્વારકાદાસ છગનલાલ દોશી.

ઓધવજી રામજી મેહેતા.

મૂળચંદ ત્રીકમ મેહેતા.


અમદાવાદ આર્યોદય પ્રેસ.

સંવત ૧૯૪૮ સને ૧૮૯૨

# મહુવા ગોરક્ષક સભાનો એહેવાલ.

તા. ૩ જી જુલાઇ સને ૧૮૯૧ થી તે તા. ૩ જી
જુલાઇ સને ૧૮૯૨ સુધીનો
અને
સભાના નિયમો તથા હિસાબ.



છપાવી પ્રકટ કરનાર
મહુવા ગોરક્ષક સભાની પરવાનગીથી
મંત્રી
દ્વારકાદાસ છગનલાલ દોશી.
ઓધવજી રામજી મેહેતા.
મુળચંદ ત્રીકમ મેહેતા.
અમદાવાદ આર્યોદય પ્રેસ.
સંવત ૧૯૪૮ સને ૧૮૯૨

## वसंततिलकावृत्त

आरभ्यते न खलु विघ्न भयेन नीचैः
प्रारभ्य विघ्न विहिता विरमन्ति मध्याः॥
विघ्नैः पुनःपुनरपि प्रतिहन्य मानाः
प्रारभ्य चोत्तमजनान परित्यजन्तिः॥

ભાવાર્થ—વિઘ્ન આવી પડશે એવા ભયથી હલકી બુદ્ધિવાળા પુરૂષો કોઇ કામનો આરંભજ કરતા નથી, મધ્યમ બુદ્ધિના પુરૂષો કામનો આરંભ કરીને વિઘ્ન આવી પડતાંજ તજી દે છે, પણ ઉત્તમ પુરૂષો તો ફરી ફરીને વિઘ્ન આવ્યા કરે તો પણ આરંભ કરેલા કામને તજી દેતા નથી.



# વાંચો

## અગત્યની સુચના.

૧. એવો તો આ જગતમાં કોઇ મનુષ્ય નહીં હોય કે અન્ન, વસ્ત્ર, દુધ, ઘી, દહીંને છાશનો ઉપયોગ કરતો નહીં હોય.

૨. જેઓ તે પદાર્થનો ઉપયોગ કરતા હોય તેઓની તો ખાસ ફ્રરજ છે કે, ગાયમાતાનું યથાશક્તિ પાલણ, પોષણ અને સંરક્ષણ કરી તેના ઉપકારમાંથી બની શકયા મુજબ છુટવું.

૩. ગાય આદિ પ્રાણિઓનું પોષણ અને રક્ષણ કરવુંજ જોઈએ એમ હિંદુ, જૈન, પારસી, મુસલમાન, ઇંગ્રેજ આદિ સર્વ ધર્મનાં શાસ્ત્રો પોકારી પોકારીને કહે છે.

૪. દરેક દેશનો વ્યાપાર, વૃદ્ધિ અને જાહોજલાલીનો મૂખ્ય આધાર ખેતીવાડી ઉપરજ છે; ખેતીવાડીનો આધાર બળદો ઉપર છે અને બળદોની ઉત્પત્તિ ગાય માતાથી છે. માટે ગાય માતાનું રક્ષણ કરવું એ દરેક માણુસની પેહેલી ફ્રરજ છે.

---

ॐ

## ॥सर्व शक्ति मते जग्दिश्वरायनमः॥

# ઉપોદ્ઘાત



સામાન્ય રીતે સૃષ્ટિનો એવો નિયમ છે કે કોઈપણ કાર્ય કાર
ણ વિના ઉત્પન થતું નથી. તદ્વત આ વિષયને માટે પણ ઘણાં પ્ર-
બળ કારણો પ્રાપ્ત થઇ ચુકયાં હતાં; પરંતુ અજ્ઞાનાંધકારમાં આવી
પડેલા આર્ય તનુજોને તે અદ્રસ્ય હોવાથી આ વિષયનું અવલોકન
કોઇએ કર્યું નહોતું, પણ 'અસ્ત' અને 'ઉદય' સૃષ્ટિનો અચળ નિ-
યમ હોવાથી આખરે આર્ય લોકોના ઉદયભાનું શ્રીમદ્ પંડિત દયાનં-
દ સરસ્વતી સ્વામીજીએ સર્વ સત્ય વિદ્યાનો શોધ કરી, આર્યોનો 'અ-
સ્ત' થવાના કારણો અને પાછો 'ઉદય' થવા માટે કરવાના કાર્યોનો
બહુ બારીકીથી તપાસ કરતાં, બીજાં કેટલાક કારણો પૈકી દેશને પા-
છો સધન કરવાનું અને આરોગ્ય સ્થિતિમા લાવવાનું મુખ્ય કારણ
'ગોરક્ષણ કરવાની આવસ્યકતા' સિધ્ધ થયું, અને તેને માટે ગોરક્ષ
ણી સભાઓ તથા ગોશાળાઓ ઠેક ઠેકાણે સ્થાપન કરવા સા-
રૂ લોકોને ઉપદેશ કરવાનું કામ સંવત ૧૯૩૮ ની સાલથી પ્રથમ શ-
રૂ કર્યું. અને 'ગોકરૂણાનિધિ' નામનું પુસ્તક પણ સ્વહસ્તે લખી છ-
પાવી પ્રસિદ્ધિમાં આણ્યું. તે પરથી જેમ જેમ તેનો પ્રસાર થતો ગ-
યો તેમ તેમ લોકોને તેના કારણો સમજાતાં ગયાં; અને તેથી
જગતના જીવનરૂપ એવાં મહોપકારી પ્રાણીઓ (ગાય બળદ વિગેરે)

ના રક્ષણાર્થે સભાઓ અને ગોશાળાઓ સ્થાપન થવા લાગી જેની સંખ્યા આજ સુધીમાં મધ્ય હિંદુસ્થાન તથા પંજાબ વિગેરે પ્રદેશમાં થઈને ૨૨૫) ને આશરે સભાઓ તથા ૧૭૫) ને આશરે ગોશાળાઓ સ્થાપન થઈ ચુકી છે. આ કાંઇ થોડા આનંદની વાત નથી કે આટલી ટુંક મુદતના અરસામાં આટલો બધો મ્હોટો ફેરફાર થયો. આ ઉપરથીજ સ્પષ્ટ સિદ્ધ થાય છે કે આપણાં ભારત વર્ષનો પાછો ઉદયકાળ ઘણોજ સમિપ આવી લાગ્યો છે. ઈશ્વર આપણી મનોવાંચ્છના સફળ કરો એવી અંતઃકરણ પૂર્વક પ્રાર્થના છે.

સ્વર્ગવાશી દયાનંદ સરસ્વતીજીની પાછળ પણ તેમનાથી સંસ્કાર પામેલા સ્વામીજી શ્રી પ્રકાશાનંદ સરસ્વતી તથા સ્વામી શ્રી આલારામજી અને પંડિત શ્રી જગતનારાયણજી તથા ઠાકોર નવલસીંહજી વિગેરે ભદ્ર પુરૂષોએ પણ આ જન હિતકારી કાર્યનો સર્વને બોધ થવા અને તેનો બ્હોળા વિસ્તારમાં ફેલાવો કરવા માટે વ્યાખ્યાનો અને ઉપદેશજનિક પુસ્તકોનો પ્રસાર કરવામાં ખરા તન મનની લાગણીથી પુર્ણ પ્રયાસ કર્યા છે; અને હજી પણ કર્યે જાય છે. જેથી આશા બંધાય છે કે ઘણીજ થોડી મુદતમાં આખા ભારત વર્ષમાં આ વિષયનો પ્રસાર થઇ, પરીણામે પ્રત્યેક રાજ્યકર્તાના અનુભવમાં આવશે કે "ગાયોનું રક્ષણ કરવું એ રાજ્યની આબાદીને માટેજ છે" અને તેથી રાજા અને પ્રજા સર્વે સમજી જઇ ગોવધ જેવા અતિ નીંદનીય કર્મનો અટકાવ કરશે, એ નિઃસંદેહ છે. આ ધારણાં મનઃ કલ્પિત નથી; પણ અર્થ શાસ્ત્રના નિયમોને અનુસરતી છે—જુવો પ્રત્યેક રાજ્યની આબાદી અને જાહોજલાલીનો આધાર મુખ્યત્વે કરીને જમીનમાંથી ઉત્પન્ન થતી પેદાયશ ઉપર રહેલો છે, અને તેટલા

માટેજ દરેક ધર્મ અને મહજબનાં પ્રાચીન ગ્રંથકારોએ ગાય બળદ વિગેરે ઉત્પાદક પ્રાણીઓનું સંરક્ષણ કરવાનું ધર્મ પુસ્તકોમાં ફરમાન કરેલું છે. જે વિષે કોઇને ખાત્રી કરવી હોય તો 'બંદેખુદાની અર્જ' 'હિંદુસ્થાન અને ગાય' 'આપને અકબરી' 'હજરતની' 'ગોપુકાર' 'ગોમહોત્સવ' 'ગોવિલાપ' વિગેરે અનેક નિબંધો અને માસિક ચોપાન્યાઓ જે કે કલકત્તા, કાશી, પ્રયાગ, લખનો, હરીદ્વાર વિગેરે સ્થળે છપાઈ પ્રસિદ્ધ થયેલાં છે તે મંગાવીને વાંચી જોવાં; તેથી પુર્ણ ખાત્રી થશે કે ગાય બળદ વિગેરે ઉત્પાદક પ્રાણીઓથી મનુષ્ય માત્રને એક સરખો લાભ મળે છે. એટલુંજ નહીં પણ હિન્દુ, મુસલમાન, પારસી, અંગ્રેજ, ખ્રીસ્તી, યાહુદી વિગેરે સર્વે કોમના મનુષ્યોનું જીવન પણ તે પ્રાણીઓ ઉપરજ આધાર રાખે છે. જુઓ અન્ન, વસ્ત્ર, ઘી, દુધ વિગેરે આરોગ્યતા રક્ષક પદાર્થો આ પ્રાણીઓની સાહાતા શિવાય ઉત્પન્ન થઈ શકે છે? નહીં. ત્યારે શું આ પદાર્થો અમુક ધર્મના લોકોને ઉપયોગી છે અને અમુક ધર્મવાળાને નથી એમ કોઇ કહી શકશે? કદી નહીં. તો હવે સર્વે ભાઈઓ વિચારો જોઇએ કે 'એ ઉત્પાદક પ્રાણીઓનું રક્ષણ કરવાની અમુકને શીર ફરજ છે' અને અમુકને 'શીર નથી' એવું જેઓ સમજતા હોય તેઓ કેવળ ભુલજ કરે છે કે બીજુ કાંઇ? અરે એટલુંજનહી પણ જેઓ આ વિષય તરફ દુર્લક્ષ રાખે છે તે પોતે પોતાને હાથે પોતાનો આત્મઘાત કરે છે એમ સમજવું જોઇએ. માટે સર્વે સાક્ષર વર્ગ પ્રત્યે અતિ નમ્રતા પૂર્વક વિનંતી છે કે આ સિદ્ધાંત સંપૂર્ણ રીતે લક્ષમાં લઇ તથા ઉપર જણાવેલા ગ્રંથોનું અવલોકન કરી અર્વાચીન ગ્રંથકારોના મતલબ સીંધુ લખાણથી અજ્ઞાનાંધ-

કારગાં ફસાઈ ગયેલા પોતાના સર્વે બંધુઓને તેથી વાકેફ કરી જાગૃત કરવા અને ચેતવવા ગાટે પૂર્ણ પ્રયાસ કરવો—ભાઇઓ હવે જો આ નિર્દોષ પ્રાણીઓના સંરક્ષણ તરફ આ઼ે વખત દુર્લક્ષ રાખશો તો ઘણીજ થોડી મુદતગાં દેશ પાયગાલ થશે અને અંગ આરોગ્યતા નાશ પાગશે.

જુવો જે સગયે ગોવધ નહોતો થતો તે સગયે અનાજ ઘીઇ દુધ અને વસ્ત્રાદિ કેટલાં સસ્તાં હતાં ? અને સર્વની વ્યવસ્થા કેવી સુદ્રઢ હતી ? તથા દેશની કેવી આબાદી હતી ? હવે આજે જુવો જ્યારથી ગોવધ શરૂ થયો, ત્યારથી અન્ન અને ઘીઇ દુધ વિગેરે મોંઘા થવાને લીધે શરીર વ્યવસ્થા કેવી નિસ્તેજ અને નિર્બળ થઇ ગઇ છે? મનુષ્યો કેટલાં અલ્પાયુષિ થઇ ગયાં છે? જે વિષેનો પુરાવો ગાત્ર એટલોજ બસ છે કે મોંઘવારીને લીધે પુરતાં પોષણિક પદાર્થો ખોરાકને ગાટે નહીં ગળી શકવાથી, તેગાં અનેક તરેહની ભેળશેળ થવા લાગી, અને તેથી અંગ આરોગ્યતા નાશ પાગી; તે એટલે સુધી કે સદરહુ કારણોથી રોગના ભોગ થઈ પડેલા કેટલાક નિરદોષ ગનુષ્યો ભરજુવાનીમાં પોતાની પાછળ આજે લગભગ એક કરોડને આશરે ૩૦ વર્ષની અંદરની વયની નિર્દોષ અબળાઓને વિધવાપણું સોંપી ચાલ્યા ગયા છે !! દેશની નિર્ધનતા વિષેનો પુરાવો જોવો હોય તે આટલોજ બસ છે કે આજે ભારત વર્ષગાં ૪,૮૭,૯૪,૧૯૫ ભૂખના દૂઃખથી આપણા બંધુઓ ભીખારી થઇ ગયાં છે !! આ શું થોડા ગજબની વાત છે ! ! અરે ભાઈઓ વિચારો વિચારો અને જાગ્રત થઇ હવે ચાંપતા ઉપાયો ન્યાય પુરઃસર લેવા ગાંડો ને નહીં તો જાણજો જે થોડા કાળ પછી આપણી પણ તેવીજ દશા થશે. !!

અલબત જેઓએ આ વિષયનો અભ્યાસ નથી કર્યો તેઓ આ જગ્યો- એ પ્રશ્ન કરશે કે "થોડી ઘણી ગાયોનો વધ થાય છે તેથી શું આ- ટલું બધું નુકશાન દેશને પોંહોંચે છે? આતો કેવળ અતિષ્યોકિત જેવું છે. વિગેરે" આવો તર્ક કરનારાને ટુંકામાં એટલુંજ કહેવું જો- ઈએ કે ભાઈયો થોડી ઘણી ગાયોનો વધ નથી થતો પણ આખા હિન્દુસ્થાનમાં દરવર્ષે ૧,૬૮,૬૯૫ ગાયો ૧૫૭૦૯૫ બળદો અને ૨૬૨૯૦ ભેંસોનો વધ થાય છે એવું સઘળી મ્યુનસિપાલીટીના રીપોર્ટો ઉપરથી નકકી થએલું છે. આ શિવાય જેટલા રીપોર્ટમાં નહી આવતાં હોય તે અને ગાય, બળદ તથા ભેંસો શિવાય બીજાં ઉપયોગી પ્રાણીઓનો વધ થતો હશે તે તો જુદો. આ શું ઉત્પા- દક પ્રાણીઓની થોડી ખરાબી છે.? અરે હજી વધારે જુવો કે એક ગાયના વધથી હિદુસ્તાનને રૂ. ૭૧૫૬૦ નું નુકશાન થાય છે, અથવા ૨૮૬૨૪૦ મનુષ્યોને માટે એક દિવસના ખોરાકની ત્રૂટ પડે છે તો આવી રીતે ઉપર જણાવેલી સંખ્યામાં ગાય બળદ વિગેરેનો દર વર્ષે જે વધ થાય છે તેથી આપણને અદૃશ્ય રીતે કેટલું નુકશાન થતું હશે તેનો વિચાર કરી લ્યો. અરે ભાઇઓ આ શું થોડુ નુકશાન છે? ખરેખર અતીશય છે.!! જો આવો ક્રમ વધુ મુદત ચાલુ રહેશે તો હિદુસ્થાનની પ્રજા અને રાજા એ સઘળું નિકૃષ્ઠાવસ્થાએ પોહોચ- શે; તે એટલે સુધી કે લોકો અન્ન અન્ન કરતાં મરી જશે!! માટે ભાઇઓ ચેતો.હવે ઊંઘવાનો સમય નથી. એટલું કહી હવે આ સ- ભાના સંબંધમાં બે શબ્દ કહી વિષય સમાપ્ત કરીએ છીયે.

ઉપર જણાવેલી સઘળી બાબતો લક્ષમાં લઈ જેમ અનેક સ્થ- ળે ગોરક્ષણી સભાઓ અને ગોશાળાઓ સ્થાપન થઇ છે તેમ અત્રે

પણ એક સભા અને શાળા કેટલાક સદ્ગૃહસ્થોના આશ્રય વડે સ્થાપન થઇ છે. જેમાં ઘણાખરા તમામ પ્રતિષ્ઠિત પુરૂષોએ ભાગ લીધો છે એ જોઇ સર્વે કોઇને આનંદ થશે.

આ સભાનો ઉદ્દેશ શું છે, તે આમાં પ્રથમ જણાવેલ મુખ્ય ૧૦ નિયમો વાંચી જોવાથી સહજ વિદિત થશે; તેમજ સભાની વ્યવસ્થા કેવા પ્રકારની છે. તે પણ આમાં જણાવેલા નિયમો જોવાથી વિદિત થશે–તેમજ આ સભા તરફથી અત્યાર સુધીમાં શું શું હીલચાલ થઇ છે તે વીષેનું સંક્ષીપ્ત વૃત્તાંત છે તે લક્ષમાં લેવાથી વીદીત થશે.

મહુવા. ગોરક્ષક સભા.

તા. ૨૭ જુલાઇ સને ૧૮૯૨

કૃપાકાંક્ષી.
દ્વારકાદાસ છગનલાલ.
ઓધવજી રામજી મેહેતા.
મૂળચંદ ત્રિકમ મેહેતા.
મંત્રી.

# અનુક્રમણિકા.

# સભાનો એહેવાલ.

## ઉત્પત્તિ.

ગોરક્ષણનો વિષય મનુષ્ય ગાત્રના સુખ માટે અતિ અગત્યનો હોવાથી, હિંદુસ્થાનના દરેક પ્રસિદ્ધ શેહેરોમાં ઘણા દેશહિતકારી પુરૂષોએ એ સંબંધીની મ્હોટા પાયા ઉપર હિલચાલ કરવા માંડી છે. અને ઘણાં શેહેરો તથા ગામોમાં તો ગોરક્ષણનો હેતુ પાર પાડવા સારૂ સભાઓ અને ગોશાળાઓ પણ સ્થાપન થઈ ચુકી છે. આપણા કાઠિયાવાડમાં પણ ભાવનગરમાં એક મોટી સભા ઉત્પન્ન થઇ છે, અને તે સભાને અંગે તળાજા પાસે હરિપુરામાં એક ગોશાળા પણ બાંધવામાં આવેલી છે. આ શેહેરમાં તેવી એક સભા સ્થાપવાના રૂડા ઉદ્દેશથી ભાવનગરની ગોરક્ષક સભાના પ્રમુખ અને વંશપરંપરાના મુરબ્બી સભાસદ દેશાઈ શંકરપ્રસાદ હરિપ્રસાદની ઇચ્છાથી તે સભાના ઉત્સાહી મંત્રી વકીલ દયાળજી કરશનજીએ તા. ૩-૪—૯૧ ના રોજે આંહી આવી એક મોટો મેળાવડો એકઠો કર્યો. જેમાં ઘણા પ્રતિષ્ઠિત વ્યાપારીઓ, વકિલો, અને બીજા ઘણા આબરૂદાર ધંધાદારીઓ વગેરે મળીને આશરે ૫૦૦ સદ્‌ગૃહસ્થો એકઠા થયા હતા. આ પ્રસંગે રા. રા. દયાળજી કરશનજીએ ગોરક્ષાનો હેતુ, જરૂરીઆત અને તેથી થતા લાભ વિષે વિવેચન કરી બતાવી સર્વેએ એક સંપથી આ શુભ કામ ઉપાડી લેવા વિનતિ કરી. ત્યારબાદ બીજા ગૃહસ્થો પણ સમયાનુસાર કેટલુંએક બોલ્યા. જે સઘળાની અસર ઘણી સારી થઇ અને મહુવામાં ગોરક્ષકના કાર્યનો આરંભ થયો.

આ સભાના કામમાં તન મન ધનથી ભાગ લેનારા અને ઉ-

રસાહી મંત્રીઓ મી૦ ઓધવજી રાંગજી અને મી૦ દ્વારકાદાસ છગનલાલના પૂર્ણ પ્રયત્નથી સભાનું કામ આગળ ચાલ્યું. ગામમાં કેટલેક ઠેકાણે પૈસા એકઠા કરવાની પેટીઓ મુકવામાં આવી તથા બીજી કેરેક રીતે ઉપજ વધારવા સારૂ પ્રયત્ન કરવા માંડયો. તેઓએ ઘણા લોકોને સમજાવી, ઉપદેશ આપી ગોરક્ષાની જરૂરીઆત તથા તેથી થતા ફાયદા જણાવ્યા અને કેટલાએક ધંધાદારીઓ, પરગામના લોકો તથા અમુક નાતના આગેવાનો સાથે ગોરક્ષાની ઉપજમાં વૃદ્ધિ થાય તેવા કરારો કર્યા. એ પ્રમાણે આ સભાનું કામ રસ્તે પડ્યું.

---

## ઉપજ.

આ સભાની ઉન્નતિ જોવા ઇચ્છનાર નીચે લખેલા સદ્ગૃહસ્થોએ નીચે મુજબ કાયમ મદદ આપવા કબુલ કરેલું છે.

૧ આંહીની દશાશ્રીમાળી જ્ઞાતીના આગેવાનો શેઠ પોપટ મુળજી, પારેખ દુર્લભદાસ વાલજી વચ્છરાજ, મેહેતા ગોપાળજી ભાણજી અને શેઠ જુઠા મણેશ વગેરે સદ્ગૃહસ્થોએ પ્રયત્ન કરી પોતાની જ્ઞાતીમાં દરેક લગ્ન પ્રસંગે વરવાળા પાસેથી ૨૧–૦–૦ તથા કન્યાવાળા પાસેથી ૨૦—૮—૦ મળી ૩૧—૮—૦ ગોશાળાના ખર્ચ માટે કાયમ લાગાનો કરી આપ્યો છે.

૨ કવિ ડાકટર મી૦ વિઠ્ઠલદાસ પરમાણુંદદાસ પણ મકાત વગેરે ઠેકાણેથી મદદ કરી આ સભાની ઉપજમાં વૃદ્ધિ કરેછે.

૩ ચીતળીઆ કાનજી ગંગાદાસ અને બીજા ગૃહસ્થો પણ ભેટ ફંડની ગામમાં ફરતી પેટીમાં હમેશાં બે આના મુજબ નાખી સહાય આપેછે.

૪ આ સભાના તરફથી ખમસરા, મોટા ખુંટવડા, સેદરડા અને દુધાળા ગામે ભેટફંડની પેટીઓ મુકવામાં આવેલી છે, જેમાં ત્યાંના લોકોની સારી મેહેનતથી આ સભાને ઠીક મદદ મળે છે.

૫ આંહીના તમામ વકીલો ભેટફંડની એકેક પેટી પોતાની ઓફીસમાં રાખી ઉપજ વધારવામાં સહાય કરેછે.

૬ ખડ અને સરપણનાં ગાડાં વેચનાર દલાલ લોકોએ પોતાની ઉપજમાંથી હમેશાં બે આના મુજબ આ સભાને ભેટ આપેછે.

૭ ભાડુતી ગાડીનો સોદો કરનાર દલાલો પણ આ સભાને હમેશાં યથાશકિત મદદ આપેછે.

૮ એક ભેટપેટી એક નોકર રાખી આખા શેહેરમાં હમેશાં ફેરવવામાં આવેછે.

૯ આ ગામના દુકાનદારો હમેશની એક પાઈ મુજબ ગણી દર માસે અઢી આના મુજબ સભાને મદદ દાખલ આપે છે.

૧૦ વૈદ ધીરજરામ કરૂણાશંકરે પણ એક ભેટપેટી પોતાને ત્યાં રાખી ઔષધોપચારમાંથી સારી રીતે મદદ આપે છે.

---

## સભાએ કરેલાં કામો.

સંવત ૧૯૪૭ ની સાલના અશાડ માસમાં આ શેહેરમાં માલણ નદીના પાણીની મોટી રેલે ફરી વળી હજારો માણસોને નિરાધાર અને મહા દુઃખી દુઃખી કરી મુક્યાં હતાં. તે પ્રસંગે માલ આદિ ઢોરોની હાલત ઘણીજ દયાપાત્ર થઈ પડી હતી. રેલના દુઃખદાયક મારાથી જ્યાં ઢોરના માલીકો પોતે પોતાની અને પોતાનાં કુટુંબની સંભાળ લેવા અશકત થઇ પડયાં હતાં ત્યાં નિરાધાર

મુગા પ્રાણીઓની કોણ સંભાળ લે ? આવા દુઃખને પ્રસંગે આ સંભાના પ્રમુખ અને નગર શેઠ મોનદાસ ત્ર્યંબક તથા ઉપપ્રમુખ છગનલાલ લવજીભાઈએ ઘણો શ્રમ લઈ એક ફંડ કરી તેમાં રૂ. ૭૦૦—૦—૦ એકઠા કર્યા અને મુગા પ્રાણીઓની સારી રીતે સંભાળ લીધી.

આ પ્રસંગે આ સભાની જુજ સીલીકમાંથી પણ મદદ આપવામાં આવી હતી.

ઓણુસાલમાં સિંધ, કચ્છ વગેરે ઠેકાણેથી જત લોકો સેંકડો ગાયો સહિત, ગાયોનું પોષણ કરવા સારૂ અત્રે ઉતરી પડેલા હતા. તેમની સ્થિતિ ઘણી દુઃખ ભરેલી હતી. ગાયો ઘણી હતી અને તેમને પેટ પુરતો ચારો નહીં મળવાથી તે ઘણી દીન અને મહા દુઃખી દેખાતી હતી. એ અનાથ અને રાંકડી ગાયોને જોઈને પથ્થર જેવા સખ્ત દીલના પુરૂષનું અંતઃકરણ પણ પીગળ્યા વગર રહે નહિ એવો તે વખતનો કરૂણાજનક દેખાવ હતો. એ ગાયોની સંખ્યા આશરે એક હજાર જેટલી હશે. તેનું પોષણ કરવા જેટલી સભા પાસે પુંજી નહીં હોવાથી આ સભાના અમારા માનવંતા પ્રમુખ અને ઉપપ્રમુખ સાહેબે તથા બીજા ઘણા પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થોએ આગળના જેવોજ પ્રયત્ન કરી રૂ. ૧૦૦૦—૦—૦ એકઠા કરી સર્વ ગાયોનું સારી રીતે પોષણ કર્યું.

આજ સુધીમાં આ સભાની પુંજીમાંથી અશક્ત એવા વીસ ગાય બળદોનું રક્ષણ અને પોષણ કરવામાં આવ્યું છે.

આ રિપોર્ટ તૈયાર થયો તે વખતે ભાવનગર ગોરક્ષક સભાના મંત્રીજીનો એક પત્ર અમને મળ્યો. તેમાં તે સભા તરફથી વળાળા પાસેના "હરિપુરા ગોશાળા" બાંધવાના કામમાં સહાય આ-

યેં અમુક રકમ આપવાની માગણી કરી હતી. જો કે આ સભાની સ્થિતિ એટલી બધી ઉત્તમ નથી અને આ સભાને માટે જે કાંઇ સ્થાયી કામો કરવાનાં છે તેમાંના એકેનો અમો અદ્યાપિ આરંભ કરી શકયા નથી છતાં પણ ભાવનગરની સભાની એ માગણી સ્વિકારવાનું અમોને ઉચિત લાગ્યાથી એ સભાને રૂ. ૫૦—૦—૦ ભેટ દાખલ મોકલી દેવામાં આવ્યા.

---

## ભેટ અને મદદ માટે ઉપકાર.

મુંબાઇ "ગોરક્ષોપદેશક" મંડળીએ વૈદ હરગોવિંદ કૃત—

"હિંદુસ્થાન અને ગાય" તથા "બંદેખુદાની અરજ" એ નામના પુસ્તકોની સુમારે ૫૦૦ કોપી ભાવનગર ગોરક્ષક સભાને ભેટ મોકલી, ત્યાંથી એ સભાએ કેટલીક નકલો અમને પણ મોકલી હતી. તે આ ગામમાં સદગૃહસ્થ લોકોને વેંહેંચી દેવામાં આવી છે.

"દિલીપાખ્યાન" નામનો એક ઉત્તમ નિબંધ કવિ ભવાનિશંકર વિ. નરોત્તમદાસે રચેલો તેની થોડીએક કોપીઓ ભાવનગર સભાએ અમોને મોકલી ઉપકારી કર્યા છે.

સેદરડા દરબાર નોંઘણભાઇ હમીરભાઇએ આ સભાને વારંવાર ઘણી સારી મદદ કરી છે. જેથી તેમને ધન્યવાદ આપવામાં આવે છે. ગોમાતાની રક્ષા કરવી એ ક્ષત્રીઓનો તો ધર્મજ છે.

આંહીની વીસાશ્રીમાળી જ્ઞાતિના આગેવાન શેઠ ગાંડાભાઈ રાયચંદ,તથા ગાંડાલાલ આણંદજીએ આ સભાને મદદ કીધી છે તે માટે તેમનો આભાર માનીએ છીએ.

બગસરા નિવાસી રામશ્રીપાળ. હા. કાળીદાસ પ્રાગજી. મેહેતા રામજી કાનજી, જયચંદ પ્રેમજી અને દોશી બાબા હેમચંદ વગેરે સદ્‌ગૃહસ્થો તથા ખુંટવડાના રહિશ દોશી મોતીચંદ આણંદજી, હીરચંદ બાલુજી અને દુધાળામાં યત્ન કરી શા. પોલાભાઇ વગેરે તે તે ગામોમાં ભેટ ફંડની પેટીઓ રાખી, ગોરક્ષાની ઉપજમાં વૃદ્ધિ કરવા સારૂ તન, મન, ધનથી મેહેનત લીધી છે તેથી આ સભાને તેમનો ઉપકાર માનતા ઘણો હર્ષ ઉપજે છે.

સુતાર ઓધવજી વાલજી તથા ભકત હરિ અને કરશને સભાની પેદાશમાં વધારો કરવા સારૂ લીધેલી મેહેનત માટે અમો તેમને શાબાશી આપીએ છીએ.

કાઠની બાતીનો ધંધો કરનાર ઠક્કર ગીલા ઝીણા અને બીજા વેપારીઓ પણ આ શુભકાર્યમાં સારો ભાગ લઈ મદદ આપે છે.

"ધોરાજી સુબોધ સંગ્રહ" નાટક મંડળી આ ગામમાં આવેલી તે વખતે તે મંડળીના મેનેજર મી૦ ગુલાબચંદ દેવરાજે પોતાની મંડળીના બે ખેલો કરી તેની ઉપજના રૂ ૬૩-૦-૦ આ સભાને ભેટ આપી અમોને ઘણી સારી સહાય કરી છે. તે ખાતે તેમને ધન્યવાદ ઘટે છે.

"વાંકાનેર વિદ્યા વર્ધક" નાટક મંડળીના મેનેજર મી૦ નથુરામ સુંદરજીએ પણ પોતાના એક ખેલની પેદાશના રૂ. ૧૫-૦-૦ આ સભાને ભેટ દાખલ આપ્યા, માટે તેમનો ઉપકાર માનવામાં આવે છે.

---

# અધિકારી વર્ગ.

### પ્રમુખ.

રા. રા. મોનદાસ ત્રંબક નગર શેઠ.

### ઉપપ્રમુખ.

રા. રા. છગનલાલ લવજીભાઇ દોશી.

રા. રા. પ્રાણશંકર ગાનશંકર મેહેતા.

રા. રા. વલભદાસ પોપટ શેઠ.

### કોષાધ્યક્ષ.

રા. રા. મથુરાદાસ લવજીભાઇ દોશી.

### ઉપકોષાધ્યક્ષ.

રા. રા. કુબેરદાસ ચોભણ વકીલ.

### ઉપદેશક.

મહંત રામવન ધર્મવન. કવિ.

### મંત્રી.

રા. દ્વારકાદાસ છગનલાલ. દોશી.

રા. ઓધવજી રામજી. મેહેતા.

રા. મુળચંદ ત્રીકમ મેહેતા.

### સભાસદો.

રા. રા. ધનજી ગીગાભાઇ વકીલ.

રા. રા. માણેકચંદ દેવજી. ,,

રા. રા. હરજીવનદાસ હરિશંકર ,,

રા. રા. માહાશંકર જાઠા.

રા. રા. ઇશ્વર જેશંકર.

રા. રા. નાનજી ગાહાગદ.

રા. રા. ઉમીયાશંકર રેવાશંકર દેશાઇ.

રા. રા. નરોતમદાસ ગાલજી. મેહેતા.

રા. રા. પીતાંબરદાસ ગોવીંદરામ ત્રવાડી.

રા. રા. રામપ્રસાદ દુર્ગાશંકર દેશાઇ.

રા. રા. વિઠલદાસ પરગાનંદદાસ.

રા. રા. ગાહાવજી વિ. હરજી.

રા. રા. પીતાંબરદાસ ગીગાભાઈ.

રા. રા. રામજી વિશ્રાગ.

રા. રા. ખોડીદાસ ગાનજી શંઘવી.

રા. રા. ધીરજરામ કુરણાશંકર વૈદ.

રા. રા. મોનદાસ ઓધવજી મુંબઈ નીવાસી શેઠ ગોકુલદાસ કલ્યાણજીના આંહીં ખાતાના ધર્મના દવાખાનાના ડાકટર.

---

## મકરસંક્રાંતિને દિવસેં મળેલી સભાનો વૃતાંત્ત.

મકરસંક્રાંતિને શુભ દિવસે ગૌપુજન કરવાની પૂર્વજોની ઉત્તમ પ્રણાલિકાનું અનુકરણ કરવું યોગ્ય લાગ્યાથી તા૦ ૧૨ મી જાનેવારી સને ૧૮૯૨ ના રોજ ( મકરસંક્રાંતિને દિવસે ) ગામના સર્વ લોકોને નિમંત્રણ કરી એક મોટી સભા બોલાવવામાં આવી હતી. સ્થળ મહાજનની મોટી ધર્મશાળા હતી અને સભાનો વખત થાય તે પેહેલાં તો સેંકડો માણસો આવી બેઠાં હતાં. શરૂઆતમાં

ગોપનાથજીના મંદિર પાસે ગામની સર્વે ગાયોને એકઠી કરી વકિલ કુબેરદાસ થોભાણના પ્રમુખપણા નિચે ઘણા ગૃહસ્થોના મેળાવડા સહિત વાજીંત્રોના નાદ સાથે ગામમાં થઇને ધર્મશાળામાં આણવામાં આવી હતી. એ વખતે સભા તરફથી ગાયોને માટે ખોળ, ખડ અને કપાશીયા ઘણા મોટા જથ્થામાં લાની રાખવામાં આવેલા હતા તે નાખવામાં આવ્યા.

સભાના કામની શરૂઆત થઇ અને શેઠ વચ્છરાજ ત્રંબકને પ્રમુખસ્થાન આપવામાં આવ્યું હતું. આ પ્રસંગે અમરેલી નિવાસી કવી રા. રા. કૃપાશંકરે "ગોરક્ષણની આવશ્યકતા" એ વિષય ઉપર અર્થશાસ્ત્રના નિયમોને અનુસરતું એક અસરકારક ભાષણ આપ્યું હતું. તદ્રુપરાંત રા. દુર્ગાશંકર હરિશંકર, રા. પ્રાણશંકર માનશંકર અને રા. કાળીદાસ રામજીએ એ વિષયને અનુસરતાં ભાષણો આપ્યાં હતાં.

આ સભાના મંત્રી મી. ઓધવજી રામજીએ સભાનો એહેવાલ વાંચી બતાવી હિસાબ રજુ કર્યો હતો, જે સાંભળી તથા તપાસી સભાજનોએ ઘણી પ્રસન્નતા બતાવી હતી અને મી○ ઓધવજી રા○ મજીને તેના ઉત્સાહ ભરેલા અચળ ઉદ્યોગ માટે શાબાશી આપી હતી.

ત્યારબાદ સારી ગાયોની પેદાશ વધે, ગાયોનું રક્ષણ સારી રીતે થાય અને લોકોમાં ગાયનું પાલણ કરવાની રૂડી સ્પર્દ્ધા વધે એવા હેતુથી એકઠી થયેલી ૧૦૦૦ ગાયોમાંથી ઇનામને લાયક ગાયો ચુંટી કાઢવા સારૂ રા. પ્રાણશંકર માનશંકર મેહેતા, રા. પિતાંબરદાસ ગોવિંદરામ પવાડી, રા. મથુરાદાસ લવજીભાઇ દોશી રા. ગાહરશંકર જુઠાભાઇ પવાડી અને ભાવનગરવાળા ભાઇ ગોપાળજી ભવાનિશંકર○

ની એક કમીટી નીમવામાં આવી. જેમણે સારી અઢાર ગાયોને પ-સંદ કરી તેમને પાડેલા વર્ગ મુજબ પ્રમુખની આજ્ઞાથી રા. પ્રાણુ-શંકર માનશંકર મેહેતાએ એક ટુંકું પણ અસરકારક ભાષણ કરી ગાયના માલીકોને ઈનામ આપ્યાં. ઘણા ઈનામ લેનાર ગૃહસ્થોએ ઈનામોવાળી રકમ પાછી તેજ વખતે સભાને ભેટ દાખલ આપી હતી, જેમનો સભાએ ઉપકાર માન્યો હતો.

મેળાવડા વખતે એકઠી થયેલી ગાયોને માટે, નેકનામદાર મા-હારાજા સાહેબ સર તખ્તસિંહજી બ્હાદુર જી. સી. એસ. આઇ. એ ખડ ખાણુ મોકલાવ્યું હતું. એ માટે આગારા એ દયાળુ દીલના માહા-રાજા સાહેબનો અમે આભાર માનીએ છીએ.

---

## ઉપકાર.

આ સભાના કાર્યમાં અહોર્નિશ મદદ કરનાર દોશી મથુરાં-દાસ લવજીભાઈ, દોશી ત્રીભોવનદાસ જાદવજી, શેઠ વલ્લભદાસ પોપટ, પારેખ ભગવાનદાસ દુર્લભદાસ, મેહેતા નરોતમદાસ માલજી, મેહેતા જાદવજી ગોપાળજી, રા. ઉમીયાશંકર રેવાશંકર, વકિલો કુ-બેરદાસ ઘેલાભાઈ, માણેકચંદ દેવજી, ધનજી ગોગાભાઈ, હરજીવનદાસ હરિશંકર, કુળશંકર ઓધવજી, નાનજી મામદ, ઇશ્વર જેશંકર મા-હાશંકર જુઠાભાઇ, પ્રાણુશંકર માનશંકર, ફુલચંદ દયાળ, નાનજી માહામદ, મનસુખ ઘેલાભાઈ, જગજીવન કુબેરદાસ, કાનજી પ્રધાન, કાળીદાસ રામજી, મુળચંદ ભીકમ, શેઠ ગોકળદાસ કલ્યાણજીના ધર્મ-ના દવાખાનાના ડાક્ટર રા. મોનદાસ ઓધવજી, આ સભાના ઉપદે-

શક મહંત રાગવન ધર્મવન કવી, વૈદ ધીરજરામ કરશનશંકર, રા. પિ-તાંબરદાસ ગીગા, રા. બેહેચરભાઇ કાળીદાસ, રા. પીતાંબરદાસ ગોવીંદરામ, રા. ફુલચંદ મેઘજી, રા. ગાવજી હરજી, રા. દેશાઇ રામપ્રસાદ દુર્ગાશંકર, રા. આણંદજી જયશંકર, રા અભેચંદ ઝવેર રા. કાળીદાસ જેઠાભાઇ વગેરે ગૃહસ્થોનો આ સભા ઘણો ઉપકાર માને છે અને તેમની હમેશાંની ઉગદા મદદ ચાલુ રાખવાને તેમને વિ-નતિ કરે છે.

---

## સર્વ જ્ઞાતિના આગેવાનો અને સર્વ જાતના ધંધાદારીઓ પ્રત્યે વિનતિ.

સર્વે કોઇ જાણે છે કે, આપણી હૈયાતીનો મૂખ્ય આધાર ગા-ય ઉપર છે. ગાય બાળકપણમાં માતા પેઠે દુધ આપી ઉછેરી આપ-ણું પોષણ કરે છે, જુવાનીમાં તેનું દુધ બળ અને બુદ્ધિ આપે છે, તથા વૃધ્ધપણમાં તે શકિત આપે છે. ગાયના પુત્રોથી આપણી ખેતી થાય છે, ને તેવડે અનાજ પાકે છે. તે અનાજ ઉપર આ-પણી જીંદગીનો આધાર છે. શાસ્ત્રમાં ગાયને માતાની ઊપમા આ-પી છે તે તદન યોગ્યજ છે. જો ગાય અને તેનાં જેવાં બીજાં દુધવાળાં પ્રાણીઓનો વધ થતો અટકે, તેઓની વૃધ્ધિ થાય એવા ઉપાયો લેવાય અને તેમનું રૂડી રીતે પાલણ પોષણ ને રક્ષણ થાય તો ઘણે દરજ્જે દુધ ઘીનો દુકાળ મટી જાય અને ખેતીવાડી ઘણી સારી હાલતમાં આવી અનાજની સદાની મોંઘવારી મટી જાય— ભાઇઓ ! તમો ફકત મોજશોખ અને મિથ્યા આબરૂને ખાતર

હજારો રૂપીઆ કશી ગણુત્રીમાં લેખાતા નથી માટે તેવા મિથ્યા શોખ અને આબરૂને તજી દઇ આ પરોપકારી કામમાં થોડી ઘણી મદદ આપશો તો તેથી તમારી કીર્ત્તિ અને નામ અચળ રહેશે. મહુવાની દશા શ્રીમાળી વાણીઆની જ્ઞાતિને ધન્યવાદ ઘટે છે કે, તેણે પ્રત્યેક લગ્ન દીઠ દોઢ રૂપીઓ લાગાનો કરી આપી પોતાની અચળ નામના કરી છે બીજી બ્રાહ્મણ, વાણીઆ, ક્ષત્રી અને શુદ્રની તમામ નાતે એ નાતનો આ રૂડો દાખલો લઇ પોતપોતાની નાતમાં ગોરક્ષાનો લાગો કરી દેવો જોઇએ તેમજ બીજા ધંધાદારીઓ તથા વેપારીઓ મહિને મહિને અમુક રકમ ધર્માદાની કાડે છે, તે મુજબ ગોરક્ષાની પણ રકમ કાઢવી જોઇએ. ગોરક્ષાથી સ્વાર્થ અને પરમાર્થ બંને સિદ્ધ થાય છે, તો એવા કામમાં જે માણસ હોંશ નથી ધરાવતો તે માણસ પોતે પોતાનું શું ભલું કરી શકશે?

અમારી વિનતિ કઇ કઈ નાતે અને કયા કયા વેપારી અથવા ધંધાદારીઓએ કબુલ કરીને આ સભાને કાયમ મદદ આપવા જણાવ્યું તે અમે ઘણી ખુશીથી હવે પછીના રિપોર્ટમાં બતાવશું.

---

## મૂખ્ય નિયમો.

૧ ગાય, બળદ, આદિ ઉપયોગી અને પરોપકારી પશુઓને યથાસામર્થ્યાનુસાર અકાળમૃત્યુ આદિ અનેક પ્રકારના દુઃખોમાંથી મુક્ત કરવા પ્રયાસ કરવો, અને તેમનું બની શકે ત્યાંહાં સુધી પાલણ પોષણ કરવું એ આ સભાનું મુખ્ય કર્તવ્ય છે, એમ સમજવું; કારણ કે તેથી જગતનો મહા ઉપકાર થાય છે.

૨—તેવાં ઉપયોગી અને પરોપકારી પશુઓના સંરક્ષણાર્થે તેમને રહેવા સારૂ તથા ચારા પાણી સારૂ એવી જગ્યાઓ કરવી કરાવવી કે જેથી તેઓ તેમાં સુખચેન અને આનંદથી રહી શકે,

૩—જે જે ઉપાયો વડે તેવાં ઉપયોગી પ્રાણીઓ સદા નીરોગી રહે, શરીરે બળીષ્ટ બને, અને તેમના વંશની ઉત્તમ પ્રકારે વૃદ્ધિ થાય એવા ઉપાયો લેવા. કારણ કે દેશની આબાદાનીનો તેવાં ઉપયોગી પ્રાણીઓ સાથે અતિ નિકટનો સંબંધ છે.

૪—આ સભા, ગાય, બળદ, આદિ પ્રાણીઓને કોઈ હીંસકને હાથ વેચી નહીં શકે, પરંતુ ન્યાય નિયમ પૂર્વક જેઓ તેમનું સંરક્ષણ કરવાને શક્તિવાન હશે; તેઓને હાથ ફક્ત ઉપકારાર્થે વેચી શકશે; અથવા રક્ષણાર્થે, વા ઉપકારાર્થે કોઈને મફત પણ આપી શકશે; પણ તે એવી શરતે કે તે શખ્સ અથવા શખ્સો તે પ્રાણીઓનો આ સભાની સંમતિ શિવાય કદી વીક્રય કરી ન શકે, અને જો કદી તેઓ કોઈ પણ કારણને લીધે પાળવાને અશક્ત થાય તો તે પ્રાણી પાછાં આ સભાના સ્વાધીનમાં મફત કરી દે.

૫—આ સભાની ગૌશાળામાં ઉત્પન્ન થતાં દુધ, દહીં, છાશ, ઘી, ગોબર, ખાતર, વિગેરે પદાર્થોનો ન્યાય નિયમ પુર્વક વ્યવહાર આ સભા કરશે. ને પોતાના ફંડમાં જેમ બને તેમ વૃદ્ધિ કરવાનું પ્રયત્ન કરશે.

૬—આ સભા આવાં દેશ હિતકારી કાર્યના નિર્વાહાર્થે એક મ્હોટું ફંડ એકઠું કરવા ધારે છે. ને તેને માટે બનતો પ્રયાસ કરશે જેમાં સાહાયતા કરવી, એ પ્રત્યેક વ્યક્તિના મનુષ્યોનો પરમ ધર્મ છે એમ સમજવું. કારણ કે આ સભા કાંઇ અમુકજ વર્ણ, વા વ્યક્તિ-

ના મનુષ્યો માટે પ્રયાસ નથી કરતી, પરંતુ ભૂગોલસ્થ સર્વ મનુષ્યો-ના હિતાર્થે પ્રયાસ કરે છે એમ સમજવું.

૭–આ સભા કોઈ પણ સંપ્રદાયિકો, અથવા મતમત્તાંતર-વાળાઓ સાથે, તથા રાજ્ય પ્રકરણી વિષય સાથે આ સભાના મુખ્ય હેતુઓ શિવાય, બીજો કોઇ પણ પ્રકારનો સંબંધ ધરાવતી નથી એમ સમજવું.

૮–આ સભાની પાસે પોતાના કાર્ય પુરતું દ્રવ્ય એકઠું થયા પછી, જો વિશેષ દ્રવ્ય પ્રાપ્ત થશે. તો બીજી ભૂગોલસ્થ કોઈ પણ ગોરક્ષણી સભાને તેના ઉત્તમ હેતુ માટે સાહ્યતા કરશે, અથવા એવાંજ બીજાં કોઈ દેશ હિતકારી અને જન સુખાકારીના કાર્યમાં પણ મદદ આપશે.

૯–ગોરક્ષણને લગતા વિષયને સંબંધે બીજી ભૂગોલસ્થ કોઈ પણ સભા ન્યાય નિયમ પૂર્વક જે જે જાતનો પ્રયાસ કરે છે તથા હવે પછી કરશે તેમને આ સભાએ સાહ્યતા કરવી, અને પોતાને માટે જરૂરી સાહ્યતા તેવી સભાઓ પાસેથી માગવી, એ આ સભા-નું કર્ત્તવ્ય છે, એમ સમજવું.

૧૦–જે જે ગૃહસ્થો આ સભાના મુખ્ય નિયમો અને ઉપનિ-યમોનું યથાર્થ રીતે પાલન કરી નિરંતર આ સભાના કાર્યમાં સાહ્યક રેહેશે તે તે આ સભાના સભાસદો ગણાશે.

તા. ૩૦–૭–૯૧ } દ્વારકાંદાસ વી. છગનલાલ.
મહુવા. } ઓધવજી રામજી મેહેતા.
મંત્રી.

## ઉપનિયમ.

૧ આ સભાનું નામ " મહુવા ગોરક્ષક સભા " રાખવામાં આવ્યું છે.

૨ આ સભાનો હેતુ તેજ છે, કે જે ઉપર જણાવેલા મુખ્ય ૧૦ નિયમોમાં જણાવેલો છે.

૩ જેને આ સભાના સભાસદ થવાની ઇચ્છા હોય તેણે પ્રથમ નીચે જણાવેલ નિયમ ૪ અને તેના સર્વે પેટા નિયમો લક્ષમાં લઈ—કયા પેટા નિયમ અન્વય પોતાનું નામ દાખલ કરાવવું છે, તે વિષે મંત્રીને લખીને વા રૂબરૂમાં કહીને પોતાની ઉત્કંઠા પ્રદર્શિત કરવી.

૪ જે ગૃહસ્થ આ સભાના મુખ્ય નિયમ, નિયમ અને ઠરાવોને અનુસરી વર્તવા ઉત્સુક અને લાયક હશે તે ગૃહસ્થ નીચે જણાવેલા પેટા નિયમોને અનુસાર આ સભાના સભાસદ થઇ શકશે.

૧ રૂ ૨૦૦–૦–૦ બસેં અથવા તેથી વધુ રકમ આ સભાને જે ગૃહસ્થ એક સામટી આપશે તે આ સભાના "વંશપરંપરાના હકદાર મુરબ્બી સભાસદ" ગણાશે; એટલે કે આવા સભાસદોનાં નામ કાયમ અમર રાખવા માટે તેમની હયાતી બાદ, તેમની જગ્યાએ તેમના યોગ્ય અને મુખ્ય વારસને પ્રતિનિધિ ગણી ઉત્તરોત્તર આ સભાના મુરબ્બી સભાસદનો હક આપવામાં આવશે.

૨ રૂ ૧૦૦–૦—૦ એકસો અથવા તેથી વધુ રકમ આ સભાને જે ગૃહસ્થ એક સામટી આપશે તે આ સભાના "જન્મ પર્યંતના મુરબ્બી સભાસદ" ગણાશે.

૩ રૂ ૫૦—૦—૦ પચાસ અથવા તેથી વધુ રકમ જે ગૃહસ્થ આ સભાને એક સામટી આપશે, તે ગૃહસ્થ ગણાશે આ સ-

ભાના "વંશપરંપરાના હકદાર સભાસદ" અર્થાત તેવા સભાસદોની હયાતી બાદ, તેમના યોગ્ય અને મુખ્ય વારસને ઉત્તરોત્તર આ સભાના હકદાર સભાસદ તરીકે મુળ સભાસદનું નામ કાયમ અગર રાખવા માટે પ્રતિનિધિ તરીકે દાખલ કરવામાં આવશે.

૪ રૂ ૨૫—૦—૦ પચીશ અથવા તેથી વધુ રકમ આ સભાને જે ગૃહસ્થ એક સામટી આપશે તે આ સભાના "જન્મ પર્યંતના સભાસદ" (લાઇફમેમ્બર) ગણાશે.

૫ રૂ ૨) બે અથવા તેથી વધુ રકમ જે ગૃહસ્થ આ સભાને વાર્ષિક લવાજમ તરીકે આપશે તે આ સભાના "પેહેલાવર્ગના સભાસદ" ગણાશે.

૬ રૂ ૧) એક વાર્ષિક લવાજમ દાખલ આપનાર ગૃહસ્થ આ સભાના "બીજા વર્ગના સભાસદ" ગણાશે.

૭ કોઈ ગ્રહસ્થ અથવા ગ્રહસ્થો, વિદ્વાનો, શાસ્ત્રી, પંડિતો, સ્વામી, સન્યાસીઓ વિગેરેમાંથી કોઈ એવા પુરૂષ આ સભાના સભાસદ થવાને ઉત્સુક અને લાયક હશે, અને જો તેવા પુરૂષોને સભાસદ તરીકે આ સભામાં દાખલ કરવાની વ્યવસ્થાપક મંડળીને જરૂર માલમ પડશે તો તેવાઓને વગર લવાજમે પણ દાખલ કરશે, અને તેવી રીતે દાખલ થએલા "માનનીય સભાસદો" ગણાશે.

---

## વિશેષ ખુલાસો.

૧ આ સભામાં કોઇ સમુદાય તથા જાહેર મંડળીઓ અને ન્યાતીઓ, પોતાના તરફથી કાયમને માટે પ્રતિનિધી રાખવાને જો

ઉત્સુક હશે તો ઉપર જણાવેલા પેટા નિયમ ૧ થી ૪ પૈકી કોઇ-પણ નિયમાનુસાર રકમ લઈ તેમના તરફના પ્રતિનિધીને દાખલ કરવામાં આવશે. અને તેવી રીતે દાખલ થયેલા પ્રતિનિધીઓ તે તે પેટા નિયમોમાં વર્ણવેલો હક ભોગવશે. પરંતુ તે કયાં સુધી કે, જેના તરફથી તે નિમાયેલ હશે તેના તરફથી તેને પ્રતિનિધી દાખલ રેહેવા દેશે ત્યાંહાં સુધી; અર્થાત ગમે ત્યારે ગમે તે પ્રતિનિધીની ફેરબદલી કરીને આ સભામાં તે તે જ્ઞાતી, મંડળી અને સમુદાય મોકલી શકશે.

ર. ૨ ૧) એક વાર્ષિક લવાજમ આપનાર કોઇપણ સભાસદ કોઈપણ વખતે જો એકંદર રૂ ૧૨—૦—૦ બારની રકમ, આ સભાને આપશે તો તે "જન્મ પર્યંત બીજા વર્ગનો સભાસદ" ગણાશે. અર્થાત વાર્ષિક લવાજમ તેની પાસેથી લેવાનું બંધ થશે. પણ ત્યાર પછી જો બીજા રૂ ૧૩—૦—૦ તેર આપશે તો તેનું નામ જન્મપર્યંતના સભાસદ (લાઈફમેમ્બર) તરીકે દાખલ થશે. અને તે તેના જેટલો હક ભોગવશે. એજ પ્રમાણે ઉપરના પેટા નિયમ ૨—૩—૪—૫ માંથી કોઇપણ નિયમ મુજબ થયેલા સભાસદો કોઇપણ વખ્તે ઉત્તરોત્તર ચડતી રકમ આ સભાને જો આપશે તો તેમને અનુક્રમવાર ચડતા વર્ગના સભાસદ ગણવામાં આવશે.

૩. કલમ ૪ ના પેટા નિયમ ૨—૪—૫—૬ પ્રમાણે થયેલા કોઈ પણ સભાસદની, પાછળથી એવી ઇચ્છા થાય કે પોતાને બદલે પોતાના કોઇ પણ વડીલનું નામ કાયમ અમર રાખવા માટે ફેરફાર કરાવવું, તો તે તે કલમના પેટા નિયમ ૧ અથવા ૩ માં જણાવેલી નાણાંની રકમ પૂરી કરી આપીને તેમ કરાવી શકશે.

૪. તેમજ કલમ ૪ ના પેટાનિયમ ૨-૪-૫ અને ૬ સુધીના ધોરણથી થયેલા કોઇ પણ સભાસદની હયાતી બાદ, તેના કોઈ વારસની એવી ઇચ્છા થાય કે મ્હારા વડીલનું નામ કાયમ અગર રાખવા અમુક નાણાંની રકમ આપું; તો તે તે કલમના પેટા નિયમ ૧ અથવા ૩ માં જણાવ્યા પ્રમાણે નાણાંની રકમ આપીને તે તે વર્ગમાં તેનું નામ દાખલ કરાવી શકશે. અથવા જો કદી મરનારનું નામ પેટા નિયમ ૩ ના ધોરણથી દાખલ થયેલું હશે, અને તેના વારસની ઈચ્છા ૧ લા પેટા નિયમના વર્ગમાં દાખલ કરાવવાની હશે તો તેમાં જણાવેલી નાણાંની રકમ આપીને તેમ પણ કરાવી શકશે.

૫. આ સભાને હરકોઇ ગૃહસ્થ કાંઈ ચીજ, વસ્તુ જમીન અથવા રોકડ રકમ ભેટ દાખલ આપશે તે ઘણા ઉપકારની સાથે કબુલ રાખવામાં આવશે. અને એવી ભેટ આપનારા ગ્રહસ્થોનાં નામ આ સભાનો વાર્ષિક હિસાબ બહાર પાડતી વખ્તે દર્શાવવામાં આવશે; પરંતુ રોકડ ભેટની રકમ જો રૂ ૧ થી ઓછી નહીં હશે તો.

## સભાનું બંધારણ.

૬. આ સભાના સર્વે સભાસદોની સભા તેનું નામ "મુખ્ય સભા" રાખવામાં આવ્યું છે. અને તે સભા દર નવા વર્ષની શરૂઆતમાં એકઠી મળશે, અને તે પ્રસંગે ગયા વર્ષનો વૃતાંત જાણી લેશે, તથા નવા વર્ષને માટે વ્યવસ્થા મુકરર કરશે.

ખુલાસો—કોઇપણ વિશેષ પ્રસંગે ગમે ત્યારે સભા મળવામાં કાંઇ બાધ નથી.

૭. આ સભાની યોગ્ય રીતે વ્યવસ્થા ચલાવવા સારૂ પ્રતિ વર્ષે

એક વ્યવસ્થાપક મંડળી (મેનેજીંગ કમિટી) ની ચુંટણી 'મુખ્ય સભા' એકઠી મળીને કરશે; અને તેમાં કલમ ૪ થીની પેટા રકમ ૧-૨-૩-૪ મુજબ થયેલા સભાસદોનાં નામ તેમાં કાયમ ગણીને, તે ઉપરાંત પેહેલા વર્ગના સભાસદોમાંથી અમુક ગૃહસ્થોને ચુંટી કહાડશે. અને આવી રીતે જેટલા ચુંટાયા હશે, તે ઉપરાંત જો બીજા વિશેષ ગૃહસ્થોને ચુંટવાની વ્યવસ્થાપક મંડળીને પાછળથી આવશ્યકતા લાગશે તો તે પણ ચુંટી શકશે, પરંતુ તે ઘણામાં ઘણા ૧૦ થી વધારે ચુંટી શકશે નહીં.

૮. વ્યવસ્થાપક મંડળીના ગૃહસ્થો દર મહિને ઓછામાં ઓછા એકવાર એકઠા મળશે. અને તે સમયે આ સભાના હેતુ, નિયમ અને ઠરાવોને લગતી બાબતો યથાર્થ રીતે અમલમાં લાવવાને લગતો વિચાર કરશે અને કોશાધ્યક્ષ તરફથી જે હિસાબ રજુ કરવામાં આવશે. તે પર તપાસ્યા વિષેની પ્રમુખ પાસે સહી કરાવશે.

૯. મુખ્ય "સભા" તથા વ્યવસ્થાપક મંડળીને જરૂર જણાયેથી તેઓ પોતપોતામાંથી અથવા પરસ્પરમાંથી અમુક ગૃહસ્થોની સંખ્યા ચુંટીને ન્હાની ન્હાની અંતરંગ સભાઓ, સભાના કાર્યની વ્યવસ્થા સરળ થવાને માટે નીમી શકશે અને તેની ઉપર પોતાની દેખરેખ રાખશે, તેમજ જ્યારે જ્યારે અંતરંગ સભાને બંધ કરવાનું યોગ્ય લાગશે ત્યારે ત્યારે તે બંધ પણ કરી શકશે.

૧૦. આ સભા તરફથી વખ્તોવખ્ત જાહેર સભાઓ (પબ્લીક મીટીંગ) બોલાવવામાં આવશે અને તેમાં વ્યાખ્યાનાદિ પ્રયોગો વડે આ સભાના હેતુઓનું દીગ્દર્શન સર્વે લોકોને કરાવવામાં આવશે જેથી લોકોના મનપર અસર થઈ આ સભાની આવશ્યકતા સમજી

તેમાં પોતાથી બનતી સહાયતા તેઓ આપવાને ઉત્સુક બને.

૧૧. જાહેરસભા, મુખ્યસભા, વ્યવસ્થાપક મંડળી, તથા અંતરંગ સભાને, પ્રમુખ, તથા મંત્રી નીમેલા સમય શિવાય પણ જ્યારે જ્યારે જરૂર જણાશે ત્યારે ત્યારે તે બોલાવી શકશે; તેમજ વ્યવસ્થાપક મંડળીના ઓછામાં ઓછા ચાર ગૃહસ્થો અથવા 'મુખ્ય સભાના' ઓછામાં ઓછા દશ ગૃહસ્થો જો મંત્રીને લખશે તોપણ તેવી સભાઓ બોલાવવામાં આવશે.

૧૨. જ્યારે જ્યારે આ સભા તથા તેની પેટા સભાઓ એકઠી મળશે ત્યારે ત્યારે તે તે સભાના સભાસદોની સંખ્યા પૈકી જો એક ચતુર્થાંશ ભાગે ગૃહસ્થો હાજર થયા હશે તો પોતાનું કામ તેઓ ચલાવી સકશે. પરંતુ કોઇ આવસ્યક પ્રસંગે મુખ્ય સભામાં ૨૫ અને વ્યવસ્થાપક મંડળીમાં ૧૦ ગૃહસ્થો જો હાજર થયા હશે તો તેઓ પોતાનું કામ ચલાવી શકશે.

૧૩. જ્યારે જ્યારે આ સભા તથા તેની પેટા સભાઓ પોતપોતાના કાર્યને માટે એકઠી મળી કામ ચલાવશે, ત્યારે ત્યારે વિષેશાનુંમત્તે હરેક ઠરાવ બહાલ કરી શકશે. પરંતુ જો કદી કોઈપણ બાબત વિષે બે પક્ષે સમાન અભિપ્રાય પડશે તો જે પક્ષે પ્રમુખનો અભિપ્રાય મળતો હશે તે પક્ષનો ઠરાવ વિષેશાનુમતે બહાલ થયેલો ગણાશે; પરંતુ મતની ગણત્રી લેતી વખતે જેટલા ૧૬ વર્ષની ઉમર ઉપરાંતના તે સમયે હાજર હશે તેટલાનોજ માત્ર મત ગણવામાં આવશે.

૧૪. આ સભાની સ્થાપના જો કે તારીખ ૩ જી જુલાઇ સને ૧૮૯૧ ના રોજ થયેલી છે, તોપણ ડીસેમ્બર માસની આખરીએ આ

સભાનું વર્ષ પૂરૂં થયેલું ગણાશે. અને તારીખ પેહેલી જાન્યુઆરીથી પ્રતિ વર્ષ આ સભાનું નવું વર્ષ બેઠેલું ગણાશે.

૧૫. મુખ્ય સભાએ તથા વ્યવસ્થાપક મંડળીએ જે જે નિયમ ઉપનિયમ અને ઠરાવો કરેલા હશે તેને અનુસરીનેજ ન્હાની મ્હોટી સર્વે સભાઓ પોતપોતાનું કાર્ય કરી શકશે.

૧૬. આ સભાનું કાર્ય વ્યવસ્થાપૂર્વક ચલાવવા સારૂ પ્રતિવર્ષે અધિકારીઓ ચુંટવાની આવશ્યકતા છે; જેમકે પ્રમુખ, મંત્રી, કોષાધ્યક્ષ, હીસાબ તપાસનારા, વિગેરે; તો તેવા અધિકારીઓ તથા તેમને સહાયકારક બીજા ઉપાધિકારીઓ આ સભા પ્રતિવર્ષે કલમ ૪ થીની પેટા રકમ ૧–૨–૩–૪–૫ મુજબ થયેલા સભાસદોગાંથી ચુંટી શકશે.

---

## અધિકારીઓના કામની વ્યાખ્યા.

### પ્રમુખ.

૧૭. આ સભા તથા તેની સઘળી પેટા સભાઓના તે સભાપતી ગણાશે.

૧૮. આ સભાના સર્વે કાર્યનો યથાવત પ્રબંધ રાખવાગાં તથા તેની ઉન્નતી અને રક્ષા કરવાગાં નિરંતર તે ઉદ્યત રહેશે; એટલુંજ નહીં પણ પ્રત્યેક સભાનું પ્રત્યેક કાર્ય યથાર્થ રીતે ચાલે છે કે નહીં તેનો પણ તપાસ રાખશે.

૧૯. આ સભાને લગતું કોઇ એવું કઠણ કાર્ય પ્રતિત થાય કે જેથી સભાના કાર્યને તાત્કાલિક હાની પહોંચવાનો સંભવ હોય, તો તેવે પ્રસંગે તેનો યથોચિત્ત પ્રબંધ તેઓ કરશે.

## ઊપ્ પ્રમુખ.

૨૦. પ્રમુખની ગેરહાજરીમાં તેના પ્રતિનિધી તરીકે આ સભાને લગતું સર્વ કાર્ય તે કરી શકશે અને પ્રમુખના સઘળા અધિકાર તે ધારણ કરશે.

૨૧. એક કરતાં વધુ ઉપ્ પ્રમુખ હશે તો આ સભા, પ્રમુખના પ્રતિનિધિ તરીકે કાર્ય ચલાવવા માટે જેને નિમશે તે કાર્ય ચલાવી શકશે; પરંતુ જેટલા ઉપ્ પ્રમુખ હશે, તેઓ સર્વદા પ્રમુખને નીરંતર તેમના કાર્યમાં સહાયક રહેશે.

૨૨. આ સભા તથા તેની પેટા સભાઓ જ્યારે એકઠી મળશે ત્યારે જો કોઈ યોગ્ય કારણુસર પ્રમુખ અને ઉપ્ પ્રમુખ ગેરહાજર હશે, તો તેવે પ્રસંગે કોઇ યોગ્ય પુરૂષને પ્રમુખ સ્થાન આપી કાર્યનો નિર્વાહ કરી શકશે.

---

## મંત્રી.

૨૩. મુખ્ય સભા તથા વ્યવસ્થાપક મંડળીની આજ્ઞાનુસાર સર્વેની સાથે પત્ર વ્યવહાર ચલાવશે; અને આવેલા પત્રો વખતોવખત વ્યવસ્થાપક મંડળીમાં રજુ કરશે.

૨૪. આ સભા તથા તેની પેટા સભાઓમાં જે જે કામ ચાલશે તેનો વૃતાંત્ત ( પ્રોસિડીંગ ) આ સભાના પુસ્તકમાં લખી રાખશે.

૨૫. વ્યવસ્થાપક મંડળી, જ્યારે એકઠી મળશે ત્યારે જેટલા સભાસદો નવીન થયા હશે. વા કોઇ આ સભાથી પૃથક્ થયા હશે તેનાં નામો તે રજુ કરશે.

૨૬. આ સભાના જે ચાકરીયાત માણસો હશે તેના કામ કાજપર પૂરતી દેખરેખ રાખશે; અને પ્રત્યેક સભાસદ નિયમ, મુખ્ય નિયમ, ઠરાવ અને વ્યવસ્થાનું પાલન કરે છે કે નહીં તે પર ઘટતું ધ્યાન આપશે.

---

## ઉપમંત્રી.

૨૭. મંત્રીના સઘળા કાર્યમાં નીરંતર તે સહાયક રહેશે અને મંત્રીની ગેરહાજરીમાં તેનું સઘળું કાર્ય તે ચલાવશે.

---

## કોશાધ્યક્ષ.

૨૮. આ સભાની સઘળી આવક વસુલ લેશે અને તેની પહોંચ આપશે તથા તેની યથાયોગ્ય વ્યવસ્થા કરશે.

૨૯. આ સભા તથા વ્યવસ્થાપક મંડળી તરફથી જે જે ઠરાવ થયા હશે તે તે ઠરાવને અનુસરી સભાના કાર્ય માટે વ્યય કરશે તથા કરવા દેશે અને નાણાં વસુલ કરવાની પણ વ્યવસ્થા કરશે.

૩૦. નાણાંની આવક જાવકનો બરાબર રીતસર હિસાબ રાખશે અને તે આ સભાએ તથા વ્યવસ્થાપક મંડળીએ ઠરાવેલા હિસાબ તપાસનારાઓને તથા અધિકારીઓને વા, વ્યવસ્થાપક મંડળીને અથવા મુખ્ય સભાને વા હરકોઈ સભાસદને યોગ્ય સમયે તે બતાવશે અને તે પર ઠરાવેલા અધિકારીઓની સહીઓ લેશે.

---

## ઉપકોષાધ્યક્ષ.

૩૧. કોષાધ્યક્ષનાં સઘળાં કાર્યમાં નીરંતર તે સહાયક રહેશે તથા

તેની ગેરહાજરીમાં અથવા તેની આજ્ઞાથી વા આ સભાની અથવા 'વ્યવસ્થાપક મંડળી' ની સંમતીથી કોષાધ્યક્ષ તરીકેનું સઘળું કાર્ય તે ચલાવશે.

---

## હિસાબ તપાસનારા (આડીટર).

૩૨. કોષાધ્યક્ષે અથવા ઉપકોષાધ્યક્ષે રાખેલા અને તૈયાર કરેલા હિસાબ અને નામુંઠામું તે આ સભાએ કરેલા ઠરાવને અનુસરી વખ્તોવખ્ત તપાસશે અને પોતાની થયેલ ખાત્રી બદલ તે પર સહીઓ કરશે. અથવા જો કાંઇ હિસાબ વા, નામાઠામાની અંદર શંકા જેવું હશે અથવા તેમાં અવ્યવસ્થિતપણું હશે, તો તે વિષે વ્યવસ્થાપક મંડળીને વાકેફ કરી તે વિષેનો યોગ્ય પ્રબંધ કરાવશે.

---

## વિશેષ નિયમ.

૩૩. આ સભાનો કોઇપણ સભાસદ આ સભાના હેતુ, નિયમ અને ઠરાવોની વિરૂદ્ધ એવું આચરણ ચલાવે કે જેથી સભાના ઉત્તમ કાર્યને હાની પોંહોંચવાનો સંપૂર્ણ સંભવ ગનાય; તો તેવા સભાસદનું નામ "મુખ્ય સભા" આ સભામાંથી બાતલ કરી શકશે.

૩૪. વાર્ષિક મુખ્ય સભા જ્યાંહાં સુધી અધિકારીઓની ફરીથી ચુંટણી ન કરે, ત્યાંહાં સુધી નિમેલા અધિકારીઓ પોત પોતાનાં કાર્યો કરશે.

૩૫. આ સભાએ તથા તેની પેટા સભાએ કરેલા નિયમો, ઉપનિયમો અને ઠરાવો ઉચિત સમયપર "મુખ્ય સભા" ફેરફાર કરી

શકશે ને તેને સુધારી વધારી પણ શકશે.

૩૬. વાર્ષિક આવક જેટલી થાય તેટલીમાંથી એક દશાંશ ભાગે મુડી (રીઝર્વ ફંડ) આવશ્યક પ્રસંગે વાપરવા સારૂ અલાહેદી બચાવી રાખી બાકીનો ભાગ આ સભાના કાર્યને માટે ખરચવામાં આવશે.

૩૭. મુડી (રીઝર્વ ફંડ) જે કે આવશ્યક પ્રસંગે વાપરવા અલાહેદી એકઠી થયેલી રકમ હશે તે જો કોઇ વખતે વાપરવાની જરૂરીયાત "મુખ્ય સભા" ને માલુમ પડશે તો તે વાપરી શકશે.

તા૦ ૩-૬-૯૧ ઇ૦ } મહુવા ગૌરક્ષક સભા.<br>
મહુવા. }



ગહુવા ગોરક્ષક સભા તા. ૩–૭–૯૧ ના રોજ સ્થાપન થઈ ત્યારથી તે તા. ૩–૭–૯૨ સુધીમાં આ સભાના મંત્રી દોશી દ્વારકાદાસ. વિ. છગનલાલના પ્રયાસથી ભેટ આવી તેનું પત્રક.

| અનુક્રમ નંબર. | વતન. | ભેટ આપનારનું નામ. | ભેટની રકમનો આંક. | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|
| ૧ | શેદરડા. | દરબારશ્રી નોંઘણભાઈ હમીરભાઈ. | ૨–૦–૦ | |
| ૨ | ભમોદરા. | ખુમાણ. ભોજભાઈ ચોઘડભાઈ. | ૦–૧૪–૦ | |
| ૩ | મુંબઈ. | હા. ગોકળદાસ માધવજી કું. હા. શા. ખીમજી ખેરાજ. | ૨–૦–૦ | |
| ૪ | ” | હા. વસનજી શામજી કું. હા. વોરા. વિરજી હંસરાજ. | ૨–૦–૦ | |
| ૫ | ભાવનગર. | રા. દીવાળજી કરશનજી ભાવનગર જો. ર. સભાના મંત્રી. | ૧–૦–૦ | |

| | | | | |
|---|---|---|---|---|
| ૬ | મહુવા. | મોટું મહાજન. | ૩—૦—૦ | |
| ૭ | ,, | દોશી દ્વારકાદાસ વિ. છગનલાલ મંત્રી. | ૨—૦—૦ | |
| ૮ | ,, | દોશી મથુરાદાસ લવજીભાઈ કોષાધ્યક્ષ. | ૧—૦—૦ | તેમની વહુ રળીયાતના આવસાન ફી પાવખતે ભેટના. |
| ૯ | ,, | દોશી. મોરારભાઇ કુરજી. | ૦—૮—૦ | |
| ૧૦ | ,, | મહંત. રામવન ધરમવન ઉપદેશક | ૧—૦—૦ | |
| ૧૧ | ,, | ભગત દામા પીતાંબર. | ૧—૦—૦ | |
| ૧૨ | ,, | ભુતા ત્રીભોવન નરસી. | ૧૦—૦—૦ | સાર્વજનિક ખાતે [illegible] |
| ૧૩ | ,, | સોની તુલસી વિશ્રામ. | ૧—૦—૦ | |
| ૧૪ | ,, | ચીતળીયા કાનજી ગંગાદાસ. | ૧—૦—૦ | |
| ૧૫ | ,, | જુના પ્રેસના મુકાદમ પાડો. બીવા. મજુર. | ૦—૮—૦ | |

| | | | |
|---|---|---|---|
| ૧૬ | ગઢુવા | શા. ફુલચંદ ભુવા. | ૦—૮—૦ |
| ૧૭ | ,, | મોદી. ભગવાન ફીકા. | ૦—૮—૦ |
| ૧૮ | ,, | વોરા. પરભુદાસ દાગજી. | ૦—૮—૦ |
| ૧૯ | ,, | દોશી. કરશન પ્રેમજી. | ૦—૮—૦ |
| ૨૦ | ,, | દલાલ માનચંદ હંસરાજ. | ૦—૮—૦ |
| ૨૧ | ,, | દેશાઇ. મોતીલાલ માધવરાય. | ૦—૪—૦ |
| ૨૨ | ,, | ગાંધી. ભાણા કાળા. | ૦—૪—૦ |
| ૨૩ | ,, | દલાલ. મુળજી ગોવીંદજી કું. | ૦—૫—૬ |
| ૨૪ | ,, | મેહેતા ભગવાન વછરાજ. | ૦—૪—૦ |
| ૨૫ | ,, | શંઘવી. ખોડીદાસ માવજી. | ૦—૪—૩ |
| ૨૬ | ,, | મેહેતા. કાળીદાસ છગન. | ૦—૪—૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૭ | મહુવા | ગોરડીયા. રગનાથ ડાહ્યા. | ૦—૨—૦ | |
| ૨૮ | ,, | વોરા. રગનાથ આણંદજી. | ૦—૨—૦ | |
| ૨૯ | ,, | રા. કાળીદાસ રાગજી વકીલ. | ૦—૪—૦ | |
| ૩૦ | ,, | રા. કેશવજી શીવશંકર. | ૦—૨—૦ | |
| ૩૧ | ,, | ધાંબાકીયા. કુરજી કાળીદાસ. | ૦—૨—૦ | |
| ૩૨ | ,, | શા. ભગવાનદાસ ધનજી. | ૦—૭—૩ | |
| ૩૩ | ,, | મેહેતા. ઓધવજી મોતીચંદ. | ૦—૪—૦ | |
| ૩૪ | ,, | ખારક. કાના કરશન. | ૦—૮—૦ | |
| ૩૫ | જાફરાવાદ. | વોરા. રાગજી મોરારજી. | ૨—૮—૦ | |
| ૩૬ | ડુંગર | મેહેતા. વીરજી મોરારજી. | ૧—૦—૦ | ખોવાયેલ દસ્તાવેજ હાથ લાગવાથી ભેટ થઇ. |
| ૩૭ | ,, | વોરા. ગોવરધન આણંદજી. | ૧—૦—૦ | |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૮ | રાજુલા. | વોરા. પરભુદાસ પરગાનદદાસ. | ૦—૮—૦ | |
| ૩૯ | ,, | વોરા. ત્રીકમજી રૂપજી. | ૧—૦—૦ | |
| ૪૦ | ,, | મેહેતા. ફુલચંદ ઠાકરશી. | ૧—૦—૦ | |
| ૪૧ | ભાદરોડ. | દોશી. રાઘવજી મેઘજી. | ૧—૨—૦ | તેમના ચી. ખોડીદાસના લગ્નના શુભ પ્રસંગે ભેટથઈ |
| ૪૨ | શેદરડા. | કુંભાર ધાના પુંજા તથા જીવા દુદા. | ૫—૦—૦ | |
| ૪૩ | ,, | ખશીયા દેશાભાઈ. | ૦—૪—૦ | |
| ૪૪ | ,, | રબારી રાજા દંતા. | ૦—૮—૦ | |
| ૪૫ | ,, | મોદી કાળા જીવા. | ૦—૮—૦ | |
| ૪૬ | ચ્યખેગઢ. | પટેલ. રાણારામ તથા વોરા ડાયા કુરજી. | ૦—૪—૦ | |
| ૪૭ | ,, | પટેલ. રાજા ગોવીંદ. | ૦—૪—૦ | |

| | | | | |
|---|---|---|---|---|
| ૪૮ | ,, | પટેલ. રાણારામ. | ૦—૪—૦ | |
| ૪૯ | ,, | પટેલ. માંયા કાના. | ૦—૨—૦ | |
| ૫૦ | વડાલ. | મેહેતા. દામોદર ગાણેકલાલ. | ૦—૮—૦ | તેમનાલગ્નનશુભ પ્રસંગે ભેટકરી. |
| ૫૧ | આસરાણા. | પારેખ. અમરસી ચત્રભજ. | ૧—૦—૦ | |
| ૫૨ | ,, | પટેલ. હાદા નાથા. | ૧—૦—૦ | |
| ૫૩ | ,, | પંચોળી હમીર ગીગા. | ૦—૮—૦ | |
| ૫૪ | દેલવાડા. | વોરા. દેવકરણ ગાવજી. | ૦—૮—૦ | |
| ૫૫ | ચલાળા. | મેહેતા નરભેરામ માવજી. | ૦—૮—૦ | લગ્નનાસુભ પ્રસંગની ભેટ. |
| ૫૬ | ,, | મેહેતા. ડાયા સોગજી. | ૧—૯—૦ | |
| ૫૭ | આલાપર. | મેગળ. કાળા મુળુ. | ૦—૪—૦ | |
| ૫૮ | ,, | મેગલ. મુળુ વસ્તા. | ૦—૮—૦ | |

| | | | |
|---|---|---|---|
| ૫૯ | બાલાપર. | મેગલ, રામ શાદુલ. | ૦-૪-૦ |
| ૬૦ | દોલતી. | શંઘવી માલજી માવજી. | ૧-૦-૦ |
| ૬૧ | ,, | પટેલ. જીવા વાલા. | ૦-૪-૦ |
| ૬૨ | રાજપરા. | મજીુર રઘવા ગોબર. | ૧-૧૪-૦ |
| ૬૩ | જેબાદ. | મેહેતા. આણંદજી વીરજી. | ૦-૪-૦ |
| ૬૪ | ,, | પટેલ. ડોસા રાઘવ. | ૦-૫-૦ |
| ૬૫ | નેસડી. | મેહેતા. નરસી સવજી. | ૧-૦-૦ |
| ૬૬ | ,, | રાજગર. જાદવ કાનજી. | ૦-૪-૦ |
| ૬૭ | છાપરી. | પંચોળી દાના રાણા | ૦-૬-૬ |
| ૬૮ | પીપાવા. | પટેલ ઠાકરશી લખમણ. | ૧-૦-૦ |
| ૬૯ | ,, | પટેલ માવજી ગારજણ | ૦-૮-૦ |

| | | | |
|---|---|---|---|
| ૭૦ | ,, | પટેલ. જાગા ખોડા. | ૦—૮—૦ |
| ૭૧ | ,, | પટેલ. જુઠા મુળા. | ૦—૮—૦ |
| ૭૨ | કાતર. | શંઘવી. છગન મોરાર. | ૦—૪—૦ |
| ૭૩ | ધાર. | પટેલ. દેવશી કાનજી. | ૦—૮—૦ |
| ૭૪ | માણાવાવ. | ઠકર. ઝીણા રણછોડ. | ૦—૪—૦ |
| ૭૫ | મોણવેલ. | ભોજા. ગાંગજી ભાણજી. | ૦—૫—૦ |
| ૭૬ | ફ્રાચરીયું. | પટેલ. પ્રેમજી ભોજા. | ૧—૦—૦ |
| ૭૭ | ,, | પટેલ. ભગવાન કરશન. | ૦—૪—૦ |
| ૭૮ | ,, | પટેલ. કાળા કરશન. | ૦—૪—૦ |
| ૭૯ | ,, | પટેલ. રામજી કાનજી. | ૦—૪—૦ |
| ૮૦ | ,, | પટેલ. જેસા જુઠા. | ૦—૨—૦ |

| ૮૧ | કાળસારી. | ઠકર વીરજી પ્રાગજી. | ૦—૧૦—૦ |
| --- | --- | --- | --- |
| ૮૨ | ઓર. | ઠકર કાળા પ્રાગા. | ૦—૪—૦ |
| ૮૩ | દીતલું. | પટેલ. રાઘવ ભવા. | ૦—૮—૦ |
| ૮૪ | ,, | પટેલ. ઠાકરશી વેલા. | ૦—૪—૦ |
| ૮૫ | ,, | પટેલ. નથુ માવા. | ૦—૨—૦ |
| ૮૬ | ,, | પટેલ. આણંદ રાજા. | ૦—૧૪—૦ |
| ૮૭ | ,, | પટેલ. રતના રાઘવ. | ૦—૪—૦ |
| ૮૮ | ,, | પટેલ. ભગા દેવશી. | ૦—૪—૦ |
| ૮૯ | ,, | પટેલ. લીંબા ભોજા. | ૦—૪—૦ |
| ૯૦ | ,, | પટેલ. માલા વા. | ૦—૪—૦ |
| ૯૧ | ,, | પટેલ. ગંગદાસ માવજી. | ૦—૨—૦ |

| | | | |
|---|---|---|---|
| ૯૨ | ,, | પટેલ. મેઘા દેવજી. | ૦—૨—૦ |
| ૯૩ | ,, | પટેલ. જસમત દેવજી. | ૦—૨—૦ |
| ૯૪ | ગોખરવાળું. | પટેલ. રામ માવજી. | ૦—૮—૦ |
| ૯૫ | મેવાસુ. | ખુમાણ. લખમણભાઈ ભગવાન. | ૦—૬—૦ |
| ૯૬ | ધંગોરાળું. | પટેલ. વીરા ભીગા. | ૧—૦—૦ |
| ૯૭ | ,, | વાળા. ગોલણ બાવા. | ૦—૪—૦ |
| ૯૮ | ,, | પટેલ. નારણ રૂડા. | ૦—૪—૦ |
| ૯૯ | ,, | ખાડક. દેવાઇત લાખા. | ૦—૪—૦ |
| ૧૦૦ | ,, | પટેલ. ગાંડણ ઉકા. | ૦—૪—૦ |
| ૧૦૧ | ક્રીર | ઠક્કર. કાળા પ્રાગા. | ૦—૪—૦ |
| | | | કુલ ૭૫—૦—૬ સરવાળો. |

| | |
|---|---|
| શેઠ મોનદાસ ત્રંબક | પ્રમુખ. |
| દોશી છગનલાલ લવજીભાઇ. | ઉપપ્રમુખ. |
| દોશી દ્વારકાદાસ છગનલાલ.<br>મેહેતા ઓધવજી રામજી<br>મેહેતા મૂળચંદ [illegible] | મંત્રી. |
| દોશી મથુરાદાસ. લવજીભાઇ | કોશાધ્યક્ષ. |
| દોશી. ત્રીભોવનદાસ. જાદવજી<br>મેહેતા. બેહેચરભાઈ કાલીદાસ | હીસાબ તપાસનારા. |

હીસાબ બરાબર છે.

# પેટીઓની પેદાશ.

મહુવા ગોરક્ષક સભાની ભેટ ફંડની પેટીઓ શાહુકારોની દુકાને તથા વકીલોની ઓફીસે મુકેલી છે. તેમાં તા. ૩—૭—૫૧ થી તા. ૩—૭—૫૨ સુધીની ઉપજ થઇ તેનો નોંધ.

૪૩—૮—૧ ધોળકીઆ વિઠ્ઠલદાસ પરમાનંદદાસ કવી ડાકટર.
૧૭—૦—૨ મેહેતા રઘુ આગરશી હા. બેચરભાઇ કાલીદાસ.
૫—૫—૪ સુતાર ઓધવજી વાહાલજી.
૬—૭—૪ રા. વકીલ માણેકચંદ દેવજી.
૪—૦—૦ ,, ,, કુબેરદાસ થોભણ.
૨—૪—૫ ,, ,, ધનજી ગીગાભાઇ.
૨—૭—૦ ,, ,, હરજીવનદાસ હરીશંકર.
૨—૮—૫ ,, પ્રાણશંકર માનશંકર (મેહેતા)
૨—૧૦—૫ ,, મહાશંકર જુઠાભાઈ.
૪—૧૩—૭ મેહેતા ઓધવજી રામજી.
૪—૫—૬ મેહેતા ઓધવજી ગોવરધન.
૨—૯—૧૧ પરોત જગજીવન મુળજી.
૧—૬—૮ શા. જેચંદ સવાઇચંદ.
૨—૧૪—૧૧ વોરા પરભુદાસ દામજી.
૦—૧૨—૦ મેહેતા ખીમા વેલજી.
૧—૧૨—૦ વોરા હરખા ભગવાન.
૩—૩—૯ કંસારા નરસી આગરશી.
૧—૬—૫ વોરા મુલજી દામજી.

૧-૧૫—૨ વાસા બાદુર મોન.
૧-૧૦—૮ મેહેતા ડાહ્યા સુંદરજી.
૨—૩-૧૦ મેહેતા રણછોડ ત્રીભોવન.
૬-૧૧—૦ મેહેતા જાદવજી ત્રીકમ.
૧—૬-૧૧ લુવાર વીરા પીતાંબર.
૧—૦—૦ પારેખ જેઠા વશરામ.
૪—૦—૩ દોશી ગાંડા રામજી.
૩—૮—૨ મેહેતા વાલજી હેમચંદ.
૪-૧૦—૩ પારેખ લક્ષમીદાસ કાળીદાસ.
૩—૮—૮ મેહેતા હરગોવીંદ રણછોડ.
૪—૭—૩ પારેખ ગોપાળજી નરશી.
૩—૫—૮ મેહેતા વનમાળીદાસ પ્રેમજી.
૩-૧૦—૨ મેહેતા વછરાજ કાનજી.
૩-૧૦—૯ દોશી ત્રીભોવનદાસ જાદવજી.
૮—૨—૯ પારેખ લવજી વીઠલ.
૦—૨—૯ સુતાર હરી વસતા.
૧-૧૩-૧૧ સુતાર ડોસા કરસન.
૧—૩—૧ મેહેતા લક્ષમીચંદ જેશંગ.
૧—૫—૩ વોરા કરશન લવજી.
૦—૭—૯ ખત્રી ભાણજી જીવરાજ.
૦—૩—૨ શંઘેડીયા ડુંગરશી જીવા.
૦—૩—૪ ખત્રી દયાળ કેશવજી.
૦—૬—૪ લુવાર પાંચા ખોડા.

૦-૧૧—૫ શા. ત્રીભોવન ઠાકરશી.
૦-૧૫—૨ શંઘવી ગુલાબચંદ બેચર.
૦-૧૦—૮ દોશી છગન કળા.
૧ —૬—૨ દોશી કેશવજી દેવજી.
૦-૧૧—૬ દોશી દેવચંદ ગીલા.
૦—૪—૪ વોરા ઈંદરજી લાલજી.
૦-૧૩—૬ અધ્યારૂ કરશન દેવશંકર.
૦—૮—૩ ઠકર ડાહ્યા.

કુલ ૧૭૪-૮—૦

દોશી મથુરાંદાસ લવજીભાઇ કોશાધ્યક્ષ. શેઠ. મોનદાસ ત્રંબક. પ્રમુખ.

સદરહુ હીસાબ અમે તપાસ્યોછે અને તે બરોબરછે.

દોશી. છગનલાલ લવજીભાઇ ઉપપ્રમુખ.

દોશી ત્રીભોવનદાસ જાદવજી
મેહેતા બેહેચરભાઇ કાળીદાસ
હીસાબ તપાસનારા.

દો. દ્વારકાદાસ છગનલાલ
મેહેતા. ગોધવજી રામજી.
મેહેતા. મૂળચંદ ત્રિકમ.
} મંત્રી

—— ૦ ——

# વાર્ષિક હિસાબ.

| તારીજ | ઉ | | |
|---|---|---|---|
| ૭૫—૦—૬ | આ સભાના ગંત્રી દોશી દુવારકાદાસ છગનલાલની મારફતે તેગના પ્રયાસથી ભેટના આવ્યા તે પત્રક મુજબ. | ૧૫—૮—૦ | વાર્શીક મોહોત્સવની સભા તા. ૧૨ જાનેવારી. મકરસંક્રાંતીના રોજ ભરવાગાં આવી તેમાં ગાયોનું પ્રદરશન કર્યું. તે સમયે સારી ગાયોવાળા ને ઇનામ આપ્યાં તેના ખર્ચના. |
| ૧૭૪—૮—૦ | શેહેરમાં ચોડેલ પેટીયોની ઉપજના આવ્યા તે નોંધ મુજબ. | ૨૫—૦—૦ | ગયા ચોમાસાગાં પાણીના રેલ આવી તે વખતે ઢોરોને એકઠા કરી ખડની ખોરાકીથી પોષણ કર્યું. તેના ખર્ચના. |
| ૨૦૦—૩-૧૧ | ભેટફંડની પેટી ફરનારા પગારદાર નોકર જસરાજ ભાઈચંદ હથુની પેટીના આવ્યા તે. | ૬૩—૦—૧ | નોરાશ્રીત ગાય, બળદ વેચાણ લીધાના ખર્ચના તથા તેના ખોરાકી ખર્ચના તથા વારસીક મોહોત્સવની સ.તા.૧૨–૧–૯૨ |
| ૧—૦—૦ | શ્રી દશાશ્રીમાળી જ્ઞાતીના લાગાની ઉપજના. | | |
| ૧-૦-૦ | મેહેતા સુરચંદ રામજીના વીવાહના શુભ પ્રસંગના. | | |

૧૫—૬—૧૦ શ્રી પાલીતાણે શેત્રુંજા ડુંગર ઉપર મેળામાં ભેટ ફંડની પેટી મોકલેલ તેની ઉપજના.

૮—૪—૦ વારશીક મોહોત્સવનાં સભા તા. ૧૨ જાનેવારી મકરસંક્રાંતીના રોજ ભરી ગાયોનું પ્રદર્શન કરી સારી ગાયોને ઇનામ આપતાં નીચેના ઉદાર ગ્રહસ્થોએ તે રકમ સભાને પાછી ભેટ કરી તે

- ૧—૮—૦ શા. મુળચંદ જેઠા.
- ૧—૪—૦ ઘાંચી આમદ.
- ૦—૮—૦ મેહેતા છગનલાલ ઓધવજી.
- ૦—૮—૦ ભટ વીશ્નુરામ કેશવજી.
- ૦—૮—૦ સુતાર દેવરાજ જગજીવન.

મકરસંક્રાંતીના રોજ ભરી ત્યારે ખડ, કપાસીયા. વી. ખર્ચના થયા તે સર્વ મળીને—તથા શ્રી બગસરા અને ખુંટવડાની ઉપજ તે તે ગામે જરૂરી 'કારણને લીધે વાપરવામાં આવી તે મળીને ખર્ચના.

૧૭—૮—૦ છપામણું ખર્ચ, હેન્ડબીલો, પહોંચો, ચીઠીયો વી. છપાવ્યાના ખર્ચના.

૩૫—૧૨—૦ સભાના સરસામાન (ડેડસ્ટોક) ખર્ચ થયો તે જેવો કે ભેટફંડની પેટી ફરનાર નોકર પાસે રહેવા રૂપાનો ચાંદ, સભા હશુનો શીકો. ડબા પોતળના. પેટી તાળાં વીગેરે.

૪૮—૦—૦ નોકરોના પગાર ખર્ચના.

| | |
|---|---|
| ૪૦—૦—૦ | આંહી ભેટ ફંડની પેટી ફેરનાર જસરાજ ભાઈચંદના ૫ ગારના. |
| ૮—૦—૦ | શ્રી પાલીટાણે ભેટ ફંડની પેટી લેઈ ભગત ભાણા તથા ભગવાનને મોકલેલ તેના પગારના. |
| ૩—૪—૦ | પચ્ચુરણ જેવા કે કાગળ ચોપડા સભા ભરવાનો ખર્ચ તથા ટપાલ ખર્ચના (કંટીજંટ). |
| ૫૦—૦—૦ | શ્રી ભાવનગર ગૌરક્ષક સભાની તરફથી શ્રી તલાજા નજીક (પાદરી) હરીપુરાગાં બંધાયેલી ગૈ શાળાના છપરા ગઈ સાલે રેલથી તુટી જતાં ફરી નવાં |

| | |
|---|---|
| ૦-૮-૦ | સુતાર પ્રાગા ભગા. |
| ૦-૮-૦ | સોની લુણા દેવદાન. |
| ૦-૮-૦ | શધવી વછરાજ. |
| ૦-૮-૦ | સુખડીયા દેવરાજ. |
| ૦-૮-૦ | ગાંધી દુવારકાદાસ અમરશી. |
| ૦-૮-૦ | ભરવાડ નગા ગોયા. |
| ૦-૮-૦ | કુંભાર વાલા ગીગા. |
| ૦-૮-૦ | વાઘરણ લખમી. |
| ૮—૪—૦ | |
| ૨૫-૧૩—૯ | ખડ વી. ના દલાલ ખેચર હાકરશી પટાવાળા નથુ પરશોતમ દોશી છગન ગીગા નથુ જીવા. વછરાજ નથુ. વીઠલ કીકા તથા ખોજા પીરભાઈ કુરજી વી. એ ભેટના ભર્યા તે. |
| ૪—૨—૬ | ભાડુતી ગાડીના દલાલ મેહેરબાન હંસરાજ લવજીએ ભેટના તા |

યાં તે.

| | |
|---|---|
| ૧—૧૨—૦ | ભાડુતી ગાડીના દલાલ પાનાચંદ હંસરાજ. વનમાળી ભાણજી તથા ગુલાબચંદે ભેટના આપ્યા તે. |
| ૪—૭—૩ | કાઠની લાતીવાળાએ ભેટ કર્યા તે હા. ગીલા ઝીણાભાઈ હસ્તે આપ્યા તે. |
| ૪—૪—૦ | શ્રી શેદરડા દરબારશ્રી નોંઘણભાઈ હમીરભાઈ તરફથી ભેટના આવ્યા તે. |
| ૧૫—૦—૦ | શ્રી. વાંકાનેર વિદ્યાવર્ધક નાટક મંડળીના મેનેજર નથુરામ સુંદરજી (કવી)એ એક ખેલના ઉપજના આ સભાના ફંડમાં બક્ષીસ કર્યા તે. |
| ૬૩—૦—૦ | શ્રી. ધોરાજી સુબોધ સંગ્રહ નાટક મંડળીના મેનેજર ગુલાબચંદ દેવરાજભાઈએ બે ખેલના છપર બાંધવાની મદદમાં મોકલ્યા તે જા. નં. સાથે. |
| ૩૫૦—૦—૦ | મહુવા સબ પોષ્ટ ઓફીસના સેવીંગ બેંકમાં નીચે જણાવેલા આશામીયોને નામે જમે મુકેલા છે તે બાકી લેહણા. |
| | ૨૦૦) દોશી દ્વારકાદાસ છગનલાલ. |
| | ૧૫૦—૦—૦ મેહેતા ઓધવજી રામજી. |
| ૭—૧૨—૯ | સીલીક રોકડ તા. ૩ જી જુલાઈ સને ૧૮૯૨ સુધી. |
| | ૬૧૧—૧૨—૧૦ |

શેઠ મોનદાસ ત્રંબક. પ્રમુખ.

દોશી છગનલાલ લવજીભાઈ. ઉપપ્રમુખ.

દોશી દ્વારકાદાસ છગનલાલ<br>
મેહેતા ઓધવજી રામજી.<br>
મેહેતા મૂળચંદ ત્રિકમ<br>
} મંત્રી.

| | |
|---|---|
| | આ સભાના ફંડમાં બક્ષીસ કર્યા તે. |
| ૫—૦—૦ | શ્રી બગસરા ભેટ ફંડની પેટીની ઉપજના રૂ. ૧૫) |
| ૫—૦—૦ | શ્રી ખુંટવડા ભેટ ફંડની પેટીની ઉપજના આવ્યા તે રૂ ૫) |
| ૮—૬—૧ | શ્રી દુધાળા ભેટફંડની પેટીમાં શા. પોલાભાઇ વમળભાઈએ ઉપજ એકઠી કરી ભર્યા તે. |
| ૦—૮—૦ | વૈદ્યધારજરાગ કુરણાશંકરે ઔપધોપચાર કરી ભેટના લીધેલા ભર્યા તે. |
| ૬૧૧—૧૨—૧૦ | |

દોસી મથુરાદાસ લવજીભાઈ. કોશાધ્યક્ષ.

સદરહુ હીસાબ અમે તપાસ્યો છે અને તે બરાબર છે.

દોશી ત્રીભોવનદાસ જાદવજી.
મેહેતા બેહેચરભાઇ કાળીદાસ
હીસાબ તપાસનારા.

## કવિતા.

( આ સભાના ઉપદેશક મહંત્ રામરતન ધર્મવનની બનાવેલી કવિતા. )

### હરિગીત છંદ.

ગુણકારિ ગુણ અગણીત ગૌના, ગુણિજનો મુખ ગાય છે,
ગુણહીણ તે ગૌ ગરિબપર, બહુ જુલમ કરતા જાયછે;
સમજ્યા વિના ગુણ સરસ તે, પેખી શકે શું પામરો ?
સુસંપ ધરી જન સર્વદા, સૌ સુરભીના[1] શેવા કરો. ૧

દહિં, દુધને ધ્રત દાન દાયક, છે સહાયક સર્વની,
ગુણત્યાગી જન અણુભાગી ગૌપર કરે દ્રષ્ટી ગર્વની;
છે કલ્પદ્રુમ સમ કામધેનું, જનુની[2] અમૃતનો ઝરો;
સુસંપ ધરી જન સર્વદા, સૌ સુરભીની શેવા કરો. ૨

બળાહદ[3] જેના બળદ ખેટા, ખેતી કરવા ખુબ છે,
મહિષો[4] તુરંગમ[5] ઉંટ પણ, તેના થકી તાબુબ છે;
તેના વિના ખેતી કૃતી, હાથે કરે શું હલધરો,[6]
સુસંપ ધરી જન સર્વદા. સૌ સુરભીની શેવા કરો. ૩

છે સુરભીની અગણીત સખાવત કેમ હું વર્ણન કરૂં ?
ધરનાર સૌની ધરણી[7] સમ, ધનધાન્યપ્રદ મનમાં ધરૂં;
હિતકારિ કામદુધા તણી, હરવખત હરિ હરકત હરો;
સુસંપકરિ જન સર્વદા, સૌ સુરભીની શેવા કરો. ૪

---

૧. ગાય. ૨. માતા. ૩. બળ (જોર) નો છેડો. ૪. પાડા.
૫. ઘોડા. ૬. ખેડુતો. ૭. પૃથ્વી.

## ઠુમરી.

ગાન શિખામણ ગારી, તજી દે પરનારી પરનારી. એ રાહ.

કરિ લે ગૌ સેવા ગૌ સેવા, લાભ સરવ સુખ લેવા  કરિ લે. ૧
ગૌ સેવામાં ગુણ ઘણા છે, મીષ્ટ મળે રસ મેવા. કરિ લે. ૨
જે સુરભીનો સ્નેહ ન જાણે, તે નર જમદૂત જેવા. કરિ લે. ૩
કામદુધા છે દેવી દયાળુ, દુધ દહિ ને ઘૃત દેવા. કરિ લે. ૪
સાધન[1] ખેતી તણું છે સુરભી, ઈચ્છિત[2] રસ દે કેવા. કરિ લે. ૫
ગામે ગામ કરો ગૌશાળા, કિર્ત્તિ અચળ જગ રે'વા. કરિ લે. ૬

---

## લાવણી.

સહુ ચલો જીતવા જંગ, બ્યુગલો વાગે. યા હોમ કરીને પડો,

ફતે છે આગે. એ રાહ.

કાં સુણે નહિં સરકાર, અર્જ કે દાવો; આ નેકરાજમાં અરે જુલમ શું આવો ?
રે અહીં વિર છે કોઈ કષ્ટ હરનારો, સુરભી વધકારિ દુષ્ટ વ્યાધ[2]ને વારો. ૧
માગ્યાં આપે છે મીષ્ટ પદારથ મેવા, દાતાર સર્વની દુધ દહિં ઘી દેવા;
તોબાહ પૂકારિ કહે અરે કોઇ તારો, સુરભી વધકારિ દુષ્ટ વ્યાધને વારો. ૨
રે વીપ્ર વેદ ભણનાર, વેદના વ્યાપી; પીડે છે મુજને પ્રાણ ઘાતકી પાપી;
અરણ દુઃખમાં છઉં નથી કોઇ આરો, સુરભી વધકારિ દુષ્ટવ્યાધને વારો. ૩
શુરવિર ક્ષત્રી સરદાર, જુવો મુજસામું, પામરપ્રાણી હું અરે કષ્ટ બહુ પામું;

---

૧ ગોં માગ્યા  ૨ કસાઈ.

છે કોઇ ધર્મિ આ ધર્મધનુધ ધરનારો, સુરભી વધકારિ દુષ્ટ વ્યાધને વારો. ૪
રે વૈશ્ય હવે તો વદો, ગદુપુર[1]વાસી, કરૂણાસાગર ક્યાં ગયા નમેરા નાસી;
આંબરૂં તથાપિ કાં ન સુણો આજુકારો? સુરભી વધકારિ દુષ્ટ વ્યાધને વારો. ૫
રે શુદ્ર તમે છો સુરભિસેવ કરનારા, દાખો કો મુજને જોઇ નેન જળધારા;
છે આજ વખત વિદ્વાન વર્ગનો વારો, સુરભી વધકારિ દુષ્ટ વ્યાધને વારો. ૬
જે પૃથુરાજ ગોપાળ થયા તે પેખો, ગમદુગ્ધ[2] ઔષધી દ્રુમલતા[3]સા દેખો,
તે વખત ગયો ક્યાં આરે સતજુગ વારો, સુરભી વધકારિ દુષ્ટ વ્યાધને વારો. ૭
જે કરે સુરભીનું પાલણપોષણ પ્યારા, તે ધરણી તળમાં ધન્ય ધર્મ ધરનારા;
શું સુઇ રહ્યા છો આરે સમય છે સારો, સુરભી વધકારિ દુષ્ટ વ્યાધને વારો. ૮
ઉદ્ધારજી સુણીયેં અરજ ગાય મૂખ ગાઇ, દુનિયામાં દારિકાદાસ રહ્યા સુખદાઇ;
લાવની રાગજન કહે છંદ લલકારો, સુરભી વધકારિ દુષ્ટ વ્યાધને વારો. ૯



---

૧. ગદુવાના રહેવાશીઓ. ૨. દુધ. ૩. વૃક્ષલતા.

# જાહેર ખબર.



જેનાથી આપણને ખાવા પીવાનું અને ઓઢવા પેહેરવાનું મ-ળે છે, જેનાથી આપણું જીવીત જળવાએલું છે, અને જેનાથી આપણું સર્વ પ્રકારનું હિત સચવાએલું છે, એવાં ગાય આદિ પ્રાણીઓની સ્થિતિ સુધારવી, તેમની ઓલાદ વધારવી અને તેઓનો થતો વધ અટકાવવો એ દરેક માણુસનો પેહેલી ફરજ છે. સદરહુ કારણો માટે આ સભા સ્થાપન થઇ છે, અને તેમાં હિંદુ, મુસલમાન, પારસી વિગેરે તમામ કોમના ગૃહસ્થો ભાગ લેછે.

આવાં મહાન અગત્યના કામમાં સામેલ થઇ સહાય કરવાને અમે સર્વે માણુસોને વિનતીપૂર્વક આમંત્રણ કરીએ છીએ. અને ઉમેદ રાખીએ છીએ કે દરેક માણુસ તન, મન અને ધનથી ય-થાશક્તિ આ કાર્યને મદદ કરશો.

જે ગૃહસ્થોને આ સભાના સભાસદ થવું હોય તેમણે તથા આ સભાને કાંઇ ભેટ આપવા ઇચ્છા હોય તેમણે દોશી લવજી ભાણજી-ના પૌત્ર અને આ સભાના મંત્રી દોશી દ્વારકાદાસ છગનલાલને મ-ળવાની તસ્દી લેવી કિંવા પત્રથી લખવું.

वसंततिलकावृत्त

आरभ्यते न खलु विघ्न भयेन नीचैः
प्रारभ्य विघ्न विहिता विरमन्ति मध्याः॥
विघ्नैः पुनःपुनरपि प्रतिहन्य मानाः
प्रारभ्य चोत्तमजनान परित्यजन्ति॥

ભાવાર્થ—વિઘ્ન આવી પડશે એવા ભયથી હલકી બુદ્ધિવાળા પુરૂષો કોઇ કામનો આરંભજ કરતા નથી, મધ્યમ બુદ્ધિના પુરૂષો કામનો આરંભ કરીને વિઘ્ન આવી પડતાંજ તજી દે છે, પણ ઉત્તમ પુરૂષો તો ફરી ફરીને વિઘ્ન આવ્યા કરે તો પણ આરંભ કરેલા કામને તજી દેતા નથી.

